श्री

# देवसि राइ प्रतिक्रमण.

## बुटा शब्दना अर्थ साथे

तथा

## चैत्यवंदन, स्तवन, स्तुतिओ अने संझायो सहित.

---

## जैन शालाओना उपयोग सारु

छपावी प्रसिद्ध करनार


## शा. उमेदचंद रायचंद

श्री जैन ज्ञानवर्धक शालाना धर्मशिक्षक मास्तर.


---


आवृत्ति बीजी.

संवत १९६१. सने १९०५.

---

अमदावाद.

श्री जैन धर्माभ्युदय प्रेसमां छाप्युं.

किमत रु. ०-४-०.

# પ્રસ્તાવના.



સર્વે જૈન બંધુઓને વિનંતી કરવામાં આવે છે કે આજ સુધી પંચ પ્રતિક્રમણનાં ઘણાં પુસ્તકો છપાઇ બહાર પડયાં છે પરંતુ તેમાં કેટલાંક અશુદ્ધ, તો કેટલાંક મૂળ સૂત્ર; કેટલાંક તેની ગાથાઓના અર્થ સાથે એવી રીતે છપાએલાં છે. પરંતુ આ પુસ્તક આગળ કોઇએ નહીં છપાવેલી રીતે ભણનાર વિદ્યાર્થીઓને સુગમ પડે તેવા હેતુથી પ્રથમ તેના દરેક શબ્દના છુટા અર્થ આપી પછી તેની ગાથાઓના અર્થ આપેલા છે. તેથી નીશાળમાં ચાલતા પાઠની પેઠે શીખવવામાં ઘણુંજ સેહેલું પડે તેવા હેતુથી બહાર પાડયું છે. વળી તેની અંદર ઘણી ખંતથી સુધારવામાં આવેલું છે છતાં દૃષ્ટિ દોષથી અથવા છાપનારની ચુકથી કોઈ ભુલ રહી ગઇ હોય તે સુજ્ઞ વાંચકો સુધારી વાંચશો. આ પુસ્તકનો ઘણો ફેલાવો થાય તથા સૌ ઉપયોગ કરી શકે તેવા હેતુથી તેની કીમત બીજાઓ કરતાં ઘણીજ ઓછી રાખી છે માટે કોઈએ ખરીદ કરવા ચુકવું નહી.

લી૦ પ્રસિદ્ધ કર્ત્તા.



॥ ॐ श्रीपार्श्व नाथाय नमः ॥

# श्री पंचप्रतिक्रमणादि सूत्रार्थ.

---

## ॥ अथ नवकारमंत्र ॥

---

નમો=નમસ્કાર થાઓ.
અરિહંતાણં=અરિહંતોને.
સિદ્ધાણં=સિદ્ધોને
આયરિઆણં=આચાર્યોને.
ઉવજ્ઝાયાણં=ઉપાધ્યાયોને.
લોએ=લોકને વિષે.
સવ્વ=સર્વ.
સાહૂણં=સાધુઓને
એસો=આ, એ.
પંચ=પાંચ.
નમુક્કારો=નમસ્કાર
પાવ=પાપ.
પ્પણાસણો=નાશકરનાર
મંગલાણં=માંગલિકોમાં
સવ્વેસિં=સર્વ (માં)
પઢમં=પહેલું.
હવઇ=છે, થાય છે.

નમો અરિહંતાણં—અરિહંત ભગવાનને નમસ્કાર થાઓ.
નમો સિદ્ધાણં—સિદ્ધ ભગવાનને નમસ્કાર થાઓ.
નમો આયરિઆણં—આચાર્ય ભગવાનને નમસ્કાર થાઓ.
નમો ઉવજ્ઝાયાણં—ઉપાધ્યાયજીને નમસ્કાર થાઓ.
નમોલોએ સવ્વ સાહૂણં—લોકને વિષે (રહેલા) સર્વ સાધુઓને મારો નમસ્કાર થાઓ.
એસો પંચ નમુક્કારો—એ (ઉપર કહેલા) પાંચ નમસ્કાર.
સવ્વ પાવપ્પણાસણો—સર્વ પાપનો નાશ કરનાર છે.

**મંગલાણં ચ સવ્વેસિં**—સર્વ મંગલિકોને વિષે.

**પઢમં હવઇ મંગલં**—પેહલું મંગલ છે.

## ॥ अथ पंचिंदिय ॥

**ઇંદિય**=ઇંદ્રિયો.[1]
**સંવરણો**=રોકનાર.
**તહ**-તથા
**નવ**=નવ
**વિહ**=વિધ, પ્રકાર
**બંભચેર**=બ્રહ્મચર્ય, શિયળવ્રત.
**ગુત્તિ**=ગુપ્તિ
**ધરો**=ધારણ કરનાર.
**ચઉ**=ચાર.
**કસાય**=કષાય[2]
**મુક્કો**=મુકત, મુકાણો.
**ઇઅ**=એ
**અઠ્ઠારસ**=અઢાર
**ગુણેહિં**=ગુણોએ (વડે)
**સંજુત્તો**=યુકત, સહિત
**મહવ્વય**=મહાવ્રત[3]
**જુત્તો**=યુકત, સહિત
**આયાર**=આચાર[4]
**પાલણ**=પાલવાને
**સમત્થો**=સમર્થ
**સમિઓ**=સમિતિવાળો[5]
**તિ**=ત્રણ
**ગુત્તો**=ગુપ્તિવાળો[6]
**છત્તીસ**=છત્રીસ
**ગુણો**=ગુણવાલા
**ગુરૂ**=ગુરૂ
**મજ્જ**=મારા

**પંચિંદિય સંવરણો**—પાંચ ઇંદ્રિયો (ના વિકાર ને રોકનાર

**તહનવવિહ બંભચેર ગુત્તિ ધરો**—તથા નવ પ્રકારની શિયલવ્રતની ગુપ્તિને ધારણ કરનાર

---

૧ ફરસ, રસ, ઘ્રાણ. ચક્ષુ, શ્રોત. ૨ ક્રોધ, માન, માયા, લોભ, ૩ (૧) પ્રાણાતિપાત વિરમણ (૨) મૃષાવાદ વિરમણ (૩) અદત્તાદાન વિરમણ (૪) મૈથુન વિરમણ (૫) પરિગ્રહ વિરમણ ૪ જ્ઞાનાચાર, દર્શનાચાર, ચારિત્રાચાર, તપાચાર, વિર્યાચાર. ૫ ઇર્યાસમિતિ ભાષા સમિતિ, એષણા સમિતિ, આદાનભંડ મત્ત નિખેવણા સમિતિ, પારિષ્ઠાપનિકા સમિતિ. ૬ મનગુપ્તિ, વચનગુપ્તિ, કાયગુપ્તિ.

ચઉવિહ કસાય મુક્કો—ચાર પ્રકારના કષાયથી છુટા
ઇઅ અઠ્ઠારસ ગુણેહિં સંજુત્તો ॥૨॥—એ અઢાર ગુણે (કરીને) સહિત
પંચ મહવ્વય જુત્તો—પાંચ મહાવ્રતે કરીને યુકત
પંચ વિહાયાર પાલણ સમથ્થો—પાંચ પ્રકારના આચાર પાલવાને સમર્થ
પંચ સમિઓ તિ ગુત્તો—પાંચ સમિતિ અને ત્રણ ગુપ્તિવાલા
છત્તીસં ગુણો ગુરૂ મજ્ઝ ॥૨॥—એ છત્રીસ ગુણવાલા મારા ગુરૂ (છે)

## ॥ अथ खमासमण ॥

ઇચ્છામિ-(હું) ઇચ્છુછું
ખમા-ક્ષમાવંત
સમણો-સાધુ
વંદિઉં-વાંદવાને
જાવણિજ્જાએ-શકિત સહિત
નિસીહિઆએ-પાપ રહિત શરીર વડે
મથ્થએણ-મસ્તકવડે
વંદામિ-વાંદુછું.

ઇચ્છામિ ખમાસમણો—ક્ષમાદિક ગુણે કરી સહિત એવા હે સાધુજી ? હું ઇચ્છુંછું.

વંદિઉં જાવણિજ્જાએ નિસીહિઆએ—શકિત સહિત, એવા પાપ રહિત શરીર વડે વાંદવાને

મથ્થએણ વંદામિ—મસ્તક વડે વાંદુછું.

## ॥ अथ सुगुरुने सुखशाता पृच्छा ॥

ઇચ્છકાર-ઇચ્છાએકરી (ઇચ્છાકરૂ છું)
સુહ-સુખે
રાઈ=રાત્રિ
દેવસિ-દિવસ
તપ-તપ
શરીર-શરીર
નિરાબાધ-રોગ રહિત
સંજમ-ચારિત્ર
જાત્રા-યાત્રા(સંજમરૂપ)
નિર્વહોછોજી-નિભાવો છોજી
શાતા-સુખ
ભાતપાણી - આહાર પાણી

**ઇચ્છકાર, સુહરાઈ, સુહદેવસિ**—ઇચ્છાએ કરી સુખેરાત્રિ સુખેદિવસ

**સુખ તપ, શરીર નિરાબાધ**—સુખે કરીને તપમાં શરીરે રોગરહિતપણું.

**સુખ સંજમ જાત્રા નિર્વહોછોજી**—સુખે કરીને સંયમ રૂપ યાત્રામાં પ્રવર્તોછોજી

**સ્વામીશાતાછેજી,ભાતપાણીનો લાભ દેજોજી**

## ॥ अथ इरियावहियं ॥

**ઇચ્છાકારેણ**—ઇચ્છાએ કરી

**સંદિસહ** — આદેશ આપો

**ભગવન્**—હેભગવંત

**ઇરિયાવહિયં**— રસ્તે ચાલતાં લાગેલા પાપથી

**પડિક્કમામિ**— પ્રતિક્રમું પાછોવળુંછું

**ઇચ્છં**-પ્રમાણ

**ઇચ્છામિ**-ઇચ્છુંછું

**પડિક્કમિઉં** — પડિક્કમવાને, છોડવાને

**ઇરિયાવહિયાએ**—માર્ગમાં ચાલતાં

**વિરાહણાએ**—વિરાધનાથી

**ગમણાગમણે** — જતાં આવતાં

**પાણ**—પ્રાણ, જીવ

**ક્કમણે**—ચાંપવે

**બીય**—બીજ

**હરિય**—લીલીવનસ્પતિ

**ઓસા**—ઠાર

**ઉત્તિંગ**—કીડીઆરૂં

**પણગ**—સેવાલ પાંચ વર્ણની

**દગ**—પાણી

**મટ્ટી**—માટી

**દગમટ્ટી**—કાદવ

**મક્કડા**—કરોલિયા

**સંતાણા**—જાલ [illegible]

**સંકમણે**—ચાંપ્યાથી

**જે**—જે

**મે**—મે

**જીવા**=જીવ

**વિરાહિયા**=વિરાધ્યાહોય

**એગિંદિયા**= એક ઇંદ્રિવાળા

**બેઇંદિયા**=બેઇંદ્રિ વાળા

**તેઇંદિયા**=ત્રણઇંદ્રિ વાળા

**ચઉરિંદિયા**=ચાર ઇંદ્રિવાળા

**પંચિંદિયા**=પાંચ ઇંદ્રિવાળા

**અભિહયા**=સામા આવતા હણ્યા હોય

| | | |
|---|---|---|
| વત્તિયા=ધુલવડે ઢાંકયા | કિલામિયા=થકવ્યા | આવખાથી |
| લેસિયા=ભોંયસાથે ઘસ્યા | ઉદ્દવિયા=ભયપમાડયા | વવરોવિયા=ચુકાવ્યા |
| સંઘાઈઆ=શરીરેશરીરં મેળવ્યાં | ઠાણાઓ=એક ઠેકાણેથી | તસ્સ=તેનું |
| | ઠાણં=બીજેઠેકાણે | મિચ્છામિ=મારેમિથ્યા |
| સંઘટ્ટિઆ=પીડા કરી | સંકામિયા=મૂકયા | દુક્કડં=પાપ |
| પરિયાવિયા=દુઃખીકર્યા | જીવિયાઓ= જીવિતથી | |

ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્—ઇચ્છાએ કરી હે ભગવંત ? આ દે આગો

ઇરિયાવહિયં પડિક્કમામિ—માર્ગમાં ચાલતાં જે પાપ થયું હોય તેથી પડિક્કમું છું (પાછો વળુછું) ત્યારે ગુરૂ કહેકે પડિક્કમહ

ઇચ્છં ઇચ્છામિ પડિક્કમિઉં ॥૧॥—(શિષ્ય કહે) પ્રમાણ પડિક્કમવાને ઇચ્છુછું

ઇરિયાવહિયાએ વિરાહણાએ ॥૨॥—રસ્તે ચાલતાં જે જીવની વિરાધના થઇ હોય તે

ગમણા ગમણે ॥૩॥—જતાં આવતાં

પાણક્કમણે બીયક્કમણે હરિયક્કમણે—(ત્રસજીવ) જીવ ચાંપવે બીજ ચાંપવે, લીલી વનસ્પતિ ચાંપવે કરી

ઓસા ઉત્તિંગ—ઠારનુ પાણી તથા કીડીઆરૂં

પણગ દગ—પાંચ વર્ણની સેવાલ. કાચું પાણી

મટ્ટીમક્કડા સંતાણા સંકમણે ॥૪॥—માટી કરોળીઆની જાળ ( એ સરવે ચાંપવાથી.

જે મે જીવાવિરાહિઆ ॥૫॥—જે કાઇ જીવો મેં વિરાધ્યા હોય

એગિંદિયા—એક ઇંદ્રિવાળા એટલે, પૃથ્વી, પાણી, અગ્નિ, વાયરો, વનસ્પતિ

**બેઇંદિયા**—બે ઇંદ્રિવાળા (શંખ, કીડા, અળસીયાં, પોરા વગેરે
**તેઇંદિયા**--ત્રણ ઇંદ્રિવાળા (માકણ, જુ, કીડી, કંથુઆ વગેરે)
**ચઉરિંદિયા**—ચાર ઇંદ્રિવાળા (વીંછી, ભમરા, માખી વગેરે)
**પંચિંદિયા ॥૬॥**—પાંચ ઇંદ્રિવાળા (મનુષ્ય તિર્યંચ વગેરે)
**અભિહયા**—સામા આવતા હણ્યા હોય
**વત્તિયા**—ધુળે કરી ઢાંકયા હોય
**લેસિયા**—ભૂમિ સાથે અથવા ભીંત સાથે ઘસ્યા
**સંઘાઇયા**—શરીરે શરીર મેળવ્યાં
**સંઘટ્ટિયા**—પીડા કરી
**પરિયાવિયા**—પરિતાપ ઉપજાવ્યો
**કિલામિયા**--થકવીને મૂડદાલ કીધા
**ઉદ્દવિયા**—ત્રાસ પમાડ્યા
**ઠાણાઓઠાણં સંકામિયા**—એક ઠેકાણેથી બીજે ઠેકાણે મૂકયા
**જીવિયાઓ વવરોવિયા**—આવખા થકી ચુકાવ્યા (માર્યા)
**તસ્સમિચ્છામિદુક્કડં ॥૭॥**— તે (મારાં પાપ) મિથ્યા થાઓ

## ॥ अथ तस्स उत्तरी ॥

| | | |
|---|---|---|
| **ઉત્તરી**=વિશેષે શુદ્ધ | **વિસોહી**=વિશેષે શુદ્ધ | **નિગ્ઘાયણ**=ટાળવાને |
| **કરણેણં**=કરવે | **વિસલ્લી**=શલ્ય રહિત | **અટ્ઠાએ**=અર્થે |
| **પાયચ્છિત્ત**=આલોયણનું ... | **પાવાણં**=પાપોનું | **ઠામિ**=રહું છું |
| | **કમ્માણં**=કર્મોનું | **કાઉસ્સગ્ગં**=કાઉસ્સગમાં |

**તસ્સ ઉત્તરી કરણેણં**—તે પાપને વિશેષે શુદ્ધ કરવાને
**પાયચ્છિત્ત કરણેણં**—તે પાપને છેદ કરવાને
**વિસોહી કરણેણં**—આત્માને વધારે શોધવે કરીને

વિસલ્લી કરણેણં—આત્માને માયા, નિયાણું અને મિથ્યાત્વ એ ત્રણ શલ્ય રહિત કરવાને

પાવાણં કમ્માણં—પાપોને તથા કર્મોને

નિગ્ઘાયણ ટ્ઠાએ—ટાળવાને અર્થે

ઠામિકાઉસ્સગ્ગં—કાઉસ્સગ્ગમાં રહું છું

## ॥ अन्नथ्थ उस्सासिएणं ॥

અન્નથ્થ=અન્યત્ર, બીજે ઠેકાણે
ઉસસિએણં=ઉંચા શ્વાસ વડે
નીસસિએણં=નીચા શ્વાસ વડે
ખાસિએણં = ખાંસી વડે, ઉધરસ વડે
છીએણં=છીંક વડે
જંભાઈએણં = બગાસા વડે
ઉડુએણં=ઓડકાર વડે
વાયનિસગ્ગેણં= વાસરવા વડે
ભમલિએ=તમર આવે
પિત્તમુચ્છાએ=પીત્તનાં ઊછાળાએ
સુહુમેહિં=સુક્ષ્મ રીતે
અંગ = શરીર
સંચાલેહિં=સંચારવડે
ખેલ=કફ, થુંક
દિઠ્ઠિ=દ્રષ્ટિ
એવં-એ પ્રકારે
આઈએહિં=ઇત્યાદિકોને
આગારેહિં=આગારોવડે
અભગ્ગો=અખંડિત
અવિરાહિઓ=અવિરાધિત
હુજ્જ=હોજો
મે=મારો
કાઉસ્સગ્ગો=કાઉસ્સગ્ગ
જાવ=જ્યાં સુધી
અરિહંતાણં=અરિહંતોને
ભગવંતાણં=ભગવંતોને
નમુક્કારેણં=નમસ્કારવડે.
ન=ન
પારેમિ=પારૂં
તાવ=ત્યાંસુધી
કાય=કાયાને
ઠાણેણં=સ્થાનકવડે,
મોણેણં=મોનવડે
ઝાણેણં=ધ્યાનવડે
અપ્પાણં=મારીકાયાને
વોસિરામિ-વોસિરાવું છું, તજુ છું

અન્નથ્થ—(નીચે જે આગારો કહેવાસે તે સિવાય) બીજે ઠેકાણે

**ઉસસિએણં, નીસસિએણં, ખાંસિએણં છીએણં**—ઉંચો શ્વાસ લેવે, નીચો શ્વાસ મુકવે, ઉધરસવડે, છીંક આવે.

**જંભાઇએણં, ઉડુએણં, વાયનિસગ્ગેણં**—બગાસું આવે, ઓડકાર આવે, વા સંરવે કરીને

**ભમલિએ પિત્તમુચ્છાએ ॥૧॥**—તમર આવે, પીતના ઉછાળે કરી

**સુહુમેહિં અંગસંચાલેહિં**—સૂક્ષ્મ રીતે શરીર હાલવે કરી

**સુહુમેહિં ખેલસંચાલેહિં**—સૂક્ષ્મ રીતે કફ તથા (થુંક ગળવે કરી)

**સુહુમેહિં દિટ્ઠિસંચાલેહિં ॥૨॥**—સૂક્ષ્મ રીતે દ્રષ્ટિ સંચારવે કરી

**એવમાઈ એહિં આગારેહિં**--એ પ્રકારે બીજા પણ અગારો વડે (મારો કાઉસ્સગ)

**અભગ્ગો અવિરાહિઓ,**—અખંડિત અને અવિરાધિત (સંપૂર્ણ)

**હુજ્જ મે કાઉસ્સગ્ગો ॥૩॥**—મારો કાઉસ્સગ્ગો હોજો

**જાવ અરિહંતાણં ભગવંતાણં**—જ્યાં સુધી અરિહંત ભગવંતને

**નમુક્કારેણં ન પારેમિ ॥૪॥**—નમસ્કાર વડે ન પારૂ

**તાવકાયં**—ત્યાં સુધી કાયાને

**ઠાણેણં, મોણેણં, ઝાણેણં**—સ્થાનક વડે, મૌનવડે, અને ધ્યાનવડે

**અપ્પાણં વોસિરામિ**--મારી કાયાને વોસિરાવું છું.

## ॥ अथ लोगस्स ॥

| | | |
|---|---|---|
| **લોગસ્સ**-લોકને | **જીણે**=રાગદ્વેષ જીતેનાર | **કેવલી**-કેવળજ્ઞાની |
| **ઉજ્જોઅગરે**=ઉદ્યોત કરનાર | **અરિહંતે**-અરિહંતની | **ઉસભં**-ઋષભદેવને |
| **ધમ્મતિત્થયરે** = ધર્મ તીર્થનાકરનાર | **કિત્તઈસ્સં**-સ્તુતિકરીશ | **અજિઅં**-અજિતનાથને |
| | **ચઉવીસંપિ** - ચોવીશે પણ | **ચ**-વળી |
| | | **વંદે**-વાંદુછું |

સંભવ=સંભવનાથને
અભિણંદણં=અભિનંદન (સ્વામીને)
સુમઈં=સુમતિનાથને
પઉમપ્પહં = પદ્મપ્રભુને
સુપાસં=સુપાર્શ્વનાથને
જિણં=જિનેશ્વરને
ચંદપ્પહં=ચંદ્રપ્રભુને
વંદે=વાંદુછું
સુવિહિં=સુવિધિનાથને
પુપ્ફદંતં=પુષ્પદંતને
સિઅલ=શીતલનાથને
સિજ્જંસ=શ્રેયાંસ નાથને
વાસુપૂજજં= વાસુપૂજ્યને
વિમલં=વિમલનાથને
અણંતં-અનંતનાથને
ધમ્મં-ધર્મનાથને
સંતિંચ-શાંતિનાથને.
વંદામિ-વાંદુછું.
કુંથું-કુંથુનાથને
અરં-અરનાથને

મલ્લિં-મલ્લિનાથને
મુણિસુવ્વયં-મુનિસુવ્રત સ્વામીને
નમિજિણં-નમિજિનને
રિટ્ઠનેમિં-અરિષ્ટનેમિને (નેમનાથને)
પાસં-પાર્શ્વનાથને
તહ-તેમજ
વદ્ધમાણં-વર્ધમાન સ્વામીને (મહાવીરસ્વામીને)
એવં-એ પ્રકારે
મએ-મહારેજીવે
અભિથુઆ-સ્તવ્યા
વિહુય-ટાલ્યા
રય-રજ
મલા-મેલ
પહીણ- અતિશયે ક્ષય કર્યા છે
જર-જરા, ઘડપણ
મરણા-મરણ
જિણવરા-જિનવરો
તિત્થયરા-તીર્થંકરો
મે-મહારા ઉપર
પસિયંતુ-પ્રસન્ન થાઓ

કિત્તિય-સ્તવ્યા
વંદિય-વાંદ્યા
મહિયા-પૂજ્યા
જે-જે
એ-એ
ઉત્તમા-ઉત્તમ
સિદ્ધા-સિદ્ધથયા
આરૂગ્ગ-રોગરહિતપણુ
બોહિ-બોધીબીજ (સમકીત)
લાભં-લાભ
સમાહિ-સમાધિ (ચિત્તના સ્થિરતા)
વર-પ્રધાન, શ્રેષ્ટ
ઉતમં-ઉત્તમ
ચંદેસુ-ચંદ્રથકી
નિમ્મલયરા-અત્યાનિર્મળ
આઇચ્ચેસુ-આદિત્યથી (સૂરજથી)
અહિયં-અધિક, વધારે
પયાસયરા-પ્રકાશકરનાર
સાગર-સમુદ્ર
વર-પેઠે
ગંભીરા-ગંભીર

| | | |
|---|---|---|
| સિદ્ધા–સિદ્ધો | મમ–મને | દિસંતુ–આપો |
| સિદ્ધિં–મુક્તિ | | |

**લોગસ્સ ઉજ્જોઅગરે**—લોકને વિષે ઉદ્યોત કરનાર (કેવળ જ્ઞાન વડે અજવાળુ કરનાર)

**ધમ્મતિત્થયરે જિણે**—ધર્મ તીર્થના કરનાર અને રાગદ્વેષ જીતનારાછેએવા

**અરિહંતે કિત્તઈસ્સં**—અરિહંતની હું સ્તુતિ કરીશ.

**ચઉવીસંપિ કેવલી ॥૧॥**—એ ચોવીસે કેવળજ્ઞાન પામેલા છે તેમને તથા બીજા પણ તીર્થંકરોને

**ઉસભમજિઅંચ વંદે**—ઋષભદેવ, તથા શ્રી અજિત નાથને વાંદુછું.

**સંભવમભિણંદણં ચ સુમઈંચ**—સંભવનાથ તથા અભિનંદન સ્વામી તથા સુમતિનાથ પ્રત્યે વલી.

**પઉમપ્પહં સુપાસં**—પદ્મપ્રભુ તથા સુપાર્શ્વનાથ પ્રત્યે.

**જિણંચ ચંદપ્પહં વંદે ॥ ૨ ॥**—રાગદ્વેષના જીતનાર એવા ચંદ્રપ્રભુને વાંદુછું.

**સુવિહિંચ પુપ્ફદંતં**—સુવિધિનાથ અથવા પુષ્પદંતને (એબે નામ નવમાનાં છે.)

**સિઅલ સિજ્જંસ વાસુપુજ્જં ચ**—શ્રીશીતલનાથ, શ્રેયાંસનાથ તથા વાસુપુજ્ય સ્વામી પ્રત્યે વળી)

**વિમલમણંતં ચ જિણં**—વિમલનાથ તથા અનંતનાથ જે કર્મ શત્રુ જીતનાર છે.

**ધમ્મં સંતિં ચ વંદામિ ॥૩॥**—ધર્મનાથ તથા શાંતિનાથને વાંદુછું.

**કુંથું, અરં ચ મલ્લિં**—કુંથુનાથ. અરનાથ તથા મલ્લિનાથને.

**વંદે મુણિસુવ્વયં નમિજિણંચ**—મુનિસુવ્રત સ્વામીને તથા નમિનાથને વાંદુછું.
**વંદામિ રિટ્ઠનેમિં**—અરિષ્ટનેમીને, વાંદુછું,
**પાસં તહ વદ્ધમાણં ચ ॥૪॥** પાર્શ્વનાથને તેમજ વર્ધમાન સ્વામીને
**એવં મએ અભિથુઆ**—એ પ્રકારે મ્હારે જીવે સ્તવ્યા.
**વિહુય રયમલા પહીણજરમરણા**—(એ તીર્થંકરો કેવા છે? તો કે) જેમણે કર્મ રૂપ રજ અને મેલ ટાળ્યાછે તથા જેણે ઘડપણ તથા મરણ ક્ષય કર્યાં છે, એવા.
**ચઉવીસંપિજિણવરા**—ચોવીસે જીનવરો (તથા બીજા પણ જીનવરો)
**તિત્થયરા મે પસિયંતુ ॥૫॥**--તીર્થંકરો મારા ઉપર પ્રસન્ન થાઓ.
**કિત્તિય વંદિય મહિયા**--સ્તવવા વાંદવા અને પૂજવા યોગ્ય.
**જે એ લોગસ્સ ઉત્તમા સિદ્ધા**—એવા જે લોકને વિશે ઉત્તમ સિદ્ધ થયા છે તે
**આરૂગ્ગ બોહિલાભં**—જેથી રોગ રહિત પણું (મોક્ષ) થાય એવા સમકિત (બોધીબીજ)નો લાભ થવાને.
**સમાહિ વર મુત્તમં દિંતુ ॥૬॥**—ઉત્તમ અને પ્રધાન એવી સમાધી (ચિત્તની સ્થિરતા) આપો.
**ચંદેસુ નિમ્મલયરા**—ચંદ્રથી વધારે નિર્મળ.
**આઇચ્ચેસુ અહિયં પયાસયરા**—સૂર્યથી વધારે પ્રકાશ કરનાર.
**સાગર વર ગંભીરા**—સમુદ્રના પેઠે ગંભીર.
**સિધ્ધા સિદ્ધિં મમ દિસંતુ**—એવા હે સિધ્ધો મને સિદ્ધિ આપો.

---

## ॥ अथ करेमिभंते ॥

**કરેમિ**–કરૂં છું
**ભંતે**–હે ભગવંત
**સામાઈયં**–સામાયિક
**સાવજ્જં**–સાવદ્ય પાપ વાળા
**જોગં**–યોગને, વેપારને
**પચ્ચક્ખામિ**–ત્યાગ કરૂં છું
**જાવ**–જ્યાં સુધી
**નિયમં**–નિયમને
**પજ્જુવાસામિ**–સેવું
**દુવિહં**–બે પ્રકારે
**તિવિહેણં**–ત્રણ પ્રકારે કરી
**મણેણં**–મને કરી
**વાયાએ**–વચને કરી
**કાયેણં**–કાયાએ કરીને
**કારવેમિ**–કરાવું
**નિંદામિ**–નિંદુ છું
**ગરિહામિ**–ગુરૂની સામે ગર્હું છું

**કરેમિભંતે સામાઈયં**—હે ભગવંત સામાયિક કરૂં છું

**સાવજ્જં જોગં પચ્ચક્ખામિ**—સાવદ્ય (પાપસહિત) વેપારને ત્યાગ કરૂં છું (ક્યાં સુધી)

**જાવ નિયમં પજ્જુવાસામિ**—જ્યાં સુધી (સામાયક વ્રતના) નિયમને સેવું (ત્યાં સુધી)

**દુવિહં તિવિહેણં**—બે પ્રકારે (કરવા, કરાવવા રૂપ) ત્રણ પ્રકારે (તે)

**મણેણં વાયાએ કાયેણં**—મન, વચન, અને કાયાએ કરી

**ન કરેમિ ન કારવેમિ**—ન કરૂં તથા ન કરાવું

**તસ્સભંતે પડિક્કમામિ**—તે ( સાવદ્ય પાપને ) હે ભગવંત ? હું પડિક્કમું છું.

**નિંદામિ, ગરિહામિ**—નિંદુ છું, ગુરૂસાખે ગર્હું છું

**અપ્પાણં વોસિરામિ**—વળી તેથી મારી કાયાને વોસિરાવું છું (તજું છું)

## ॥ अथ सामाइअ वयजुत्तो ॥

| | | |
|---|---|---|
| સામાઈય-સામાયક | જત્તિઆ-જેટલી | સાવઓ-શ્રાવક |
| મણે-મન | વારા-વાર | જમ્હા-જે માટે |
| હોઈ-હોય | સામાઇઅંમિ-સામાયકમાં | એઅણ-એ, એણે |
| નિયમ-નિયમ | | કારણેણં-કારણે કરીને |
| છિન્નઈ-છેદે | ઉ-તો | બહુસો-ઘણીવાર |
| અસુહં-અશુભ, માઠાં | કએ-કર્યે | કુજ્જા-કરે, કરવું જોઈએ |
| કમ્મં-કર્મને | ઈવ-પેઠે, સમાન | |

સામાઈય વયજુત્તો—સામાયિકવ્રત યુક્ત

જાવમણે હોઈ નિયમ સંજુત્તો—જ્યાં લગી મન નિયમે સહિત હોય (ત્યાં સુધી)

છિન્નઈ અસુહં કમ્મં—અશુભ કર્મને છેદે

સામાઇઅ જત્તિઆવારા ॥૧॥—જેટલીવાર સામાયક કરે (તેટલીવાર

સામાઈયંમિ ઉકએ—(જે માટે) સામાયક કરતી વખત

સમણોઈવ સાવઓ હુવઈ જમ્હા—શ્રાવક સાધુની પેરે (સમાન)હોય

એએણ કારણેણં—એ કારણે કરીને

બહુસો સામાઇયં કુજ્જા—ઘણીવાર સામાયક કરવાં જોઈએ.

સામાયક વિધિં લીધું, વિધે પારિઉં, વિધિ કરતાં જે કોઇ અવિધિ હુઓ હોય, તે સવિ હું મન વચન કાયાયેં કરી તસ્સ મિચ્છામિ દુક્કડં, દશ મનના, દશ વચનના, બાર કાયાના, એવં બત્રીસ દોષમાં જે કાંઇ દોષ લાગ્યો હોય, તે સવિ હું મન વચન કાયાયેં કરી તસ્સ મિચ્છામિ દુક્કડં

## ॥ मुहपत्तिना पचीस बोल ॥

(૧)સુત્ર અર્થ તત્વ કરી સર્દહું (૨)સમકીત મોહની, (૩) મિશ્રમોહની, (૪) મિથ્યાત્વ મોહની, પરિહરૂં (૫) કામરાગ. (૬) સ્નેહરાગ, (૭) દ્રષ્ટિરાગ પરિહરૂં. (૮) સુદેવ. (૯) સુગુરૂ, (૧૦) સુધર્મ, આદરૂ. (૧૧) કુદેવ, (૧૨) કુગરૂ. (૧૩) કુધર્મ, પરિહરૂ, (૧૪) જ્ઞાન, (૧૫) દર્શન. (૧૬) ચારિત્ર, આદરૂં, (૧૭) જ્ઞાન વિરાધના, (૧૮) દર્શન વિરાધના, (૧૯) ચારિત્ર વિરાધના. પરિહરૂ, (૨૦) મનગુપ્તિ, (૨૧) વચન ગુપ્તિ. (૨૨) કાયગુપ્તિ, આદરૂ. (૨૩) મનદંડ. (૨૪) વચનદંડ (૨૫) કાય દંડ, પરિહરૂં.

---

## ॥ अंगना पचीस बोल ॥

(૧) હાસ્ય. (૨) રતિ, (૩) અરતિ, પરિહરૂં, ડાબે હાથે પડિલેહવા. (૪) ભય. (૫) સોગ. (૬) દુગંછા. જમણે હાથે (૭) કૃષ્ણલેશ્યા. (૮) નીલલેશ્યા. (૯) કાપોત લેશ્યા. પરિહરૂં. માથા ઉપર (૧૦) રસગારવ. (૧૧) રિદ્ધિગારવ, (૧૨) શાતા ગારવ, પરિહરૂ, મોઢે (૧૩) માયાશલ્ય. (૧૪) નિયાણા શલ્ય. (૧૫) મિથ્યાત્વ શલ્ય. પરિહરૂ, છાતીએ. (૧૬) ક્રોધ. (૧૭) માન, પરિહરૂ પુંઠે ડાબે ખભે. (૧૮) માયા. (૧૯) લોભ, પરિહરૂં પુંઠે જમણે ખભે (૨૦) પૃથ્વીકાય. (૨૧) અપકાય, (૨૨) તેઉકાયની જયણા કરૂં, ડાબેપગે. (૨૩) વાઉકાય. (૨૪) વનસ્પતિકાય (૨૫) ત્રસકાયની રક્ષા કરૂ જમણે પગે.

ઉપર કહેલા પચાસ બોલ સાધુ તથા શ્રાવકને કહેવાના છે, અને ૩ લેશ્યા, ૩ શલ્ય, ૪ કષાય, એ દશ સિવાયના ૪૦ બોલ, સાધ્વી અને શ્રાવિકાએ કહેવા.

---

## ।। सामायकना बत्रीस दोष ।।

| દશ મનના. | દશ વચનના. | બાર કાયાના. |
|---|---|---|
| (૧) વેરી દેખી રીસ કરે | (૧) કુવચન બોલે | (૧) આસન ચપળ |
| | (૨) હુંકારા કરે | (૨) ચારદિશાએ જુએ |
| (૨) અવિવેક ચિંતવે | (૩) પાપઆદેશ દીએ | (૩) સાવદ્ય કામ કરે |
| (૩) અર્થ ન ચિંતવે | (૪) લજારો કરે | (૪) આળસ મરડે |
| (૪) મનમાં ઉદ્વેગધરે | (૫) કલહ કરે | (૫) અવિનયે બોલે |
| (૫) યશનીવાંછા ધરે | (૬) આવોજાઓ કહે | (૬) ઓઠું લઇ બેસે |
| (૬) વિનય ન કરે | (૭) ગાળ બોલે | (૭) મેલ ઉતારે |
| (૭) ભય ચિંતવે | (૮) બાળક રમાડે | (૮) ખરજખણે |
| (૮) વ્યાપાર ચિંતવે | (૯) વિકથા કરે | (૯) પગ ઉપર પગ ચડાવે |
| (૯) ફળનો સંદેહરાખે | (૧૦) હાંસી કરે | (૧૦) અંગ ઉઘાડું મુકે |
| (૧૦) નિયાણું કરે | | [૧૧] અંગ ઢાંકે |
| | | (૧૨) ઉંઘે |

---

## ।। अथ सव्वलोए ।।

સવ્વલોએ અરિહંત૦ ।। કરેમિ૦ ।। વંદણ૦ ।।૧।।—સર્વ લોકને વિષે અરિહંતની પ્રતિમાને વાંદવાને અર્થે હું કાઉસગ્ગ કરૂંછું.

## ॥ અથ જંકિંચિ ॥

જં-જે
કિંચિ-કોઇ
નામ-નામ
તિત્થં-તીર્થ
સગ્ગે-સ્વર્ગમાં
પાયાલિ-પાતાળમાં
માણુસે-મનુષ્યમાં
જાઇં-જે
બિંબાઇં-બિંબ, પ્રતિમા
તાઇં-તે
સવ્વાઇં-સર્વે

જંકિંચિ નામ તિત્થં—જે કોઇ નામ તીર્થ હોય
સગ્ગે પાયાલિ માણુસે લોએ—સ્વર્ગ પાતાલ અને મનુષ્ય લોકમાં,
જાઇં જિણ બિંબાઇં—જે કોઇ જિનેશ્વર ભગવાનની પ્રતિમા હોય
તાઇં સવ્વાઇં વંદામિ—તે સર્વ પ્રત્યે હું નમસ્કાર કરૂં છું

## ॥ अथ नमुथ्थुणं वा शक्रस्तव ॥

નમુથ્થુણં-નમસ્કાર થાઓ
આઇગરાણં-આદિયા શરૂઆતના કરનારને
તિત્થયરાણં-તીર્થંકરોને
સયં-પોતે, પોતાનીમેળે
સં-સમ્યક્ પ્રકારે
બુદ્ધાણં-બોધ પામેલાને
પુરિસ-પુરૂષો (માં)
ઉત્તમાણં-ઉત્તમ (ને)
સીહાણં-સીંહાને
પુંડરિયાણં-પુંડરિક કમળ જેવાને
ગંધહત્થીણં-ગંધ હસ્તી જેવાને
લોગ-લોક (માં)
નાહાણં-નાથોને, સ્વામીને
હિઆણં-હિતકરનારને
પઇવાણં-દીવા (સમાન)ને
પજ્જોઅગરાણં-પ્રકાશ કરનારને
અભય-ભયરહિતપણું
દયાણં-આપનારને
ચખ્ખુ-ચક્ષુ
મગ્ગ-માર્ગ
શરણ-શરણ, આશરો
બોહિ-બોધિ, સમકિત
ધમ્મ-ધર્મ
દેસિયાણં-ઉપદેશ કરનારને
નાયગાણં-નાયકને
સારહીણં-સારથીને
ચાઉરંત-ચારગતિનો અંતકરનાર

ચક્કવટ્ટીણં-ચક્રવર્તીને
અપ્પડીહય-અપ્રતિહત કોઇથી હણાય રોકાય નહી તેવું
નાણ-જ્ઞાન
દંસણ-દરશન
ધરાણં-ધારણકરનારને
વિયટ્ટ-નિવર્ત્યું છે
છઉમ-છદ્મસ્થપણું કપટ પણું
જિણાણં-જિતનારને
જાવયાણં-જિતાવનારને
તિન્નાણં-તરેલાને

તારયાણં-તારનારને
બુદ્ધાણં-બોધપામેલાને
બોહયાણં-બોધ કરાવનારને
મુત્તાણં-મુકાએલાને
મોઅગાણં-મુકાવનારને
સવ્વન્નૂણં-સર્વજ્ઞોને
દરિસિણં-દેખનારને
શિવં-ઉપદ્રવ રહિત
અયલં-અચળ, સ્થિર
અરૂઅં-રોગ રહિત
અણંતં-અનંત
અખ્ખયં-અક્ષય

અવ્વાબાહ-પીડારહિત.
અપુણરાવિત્તિ-ફરીથી પાછું. આવવું નથી
ગઇ-ગતિ
નામધેયં-નામવાળું
સંપત્તાણં-પામેલાને
જીઅ-જીતેલાને
ભયાણં-ભયે ને
અઇઆ-ભૂતકાળે
ણાગએ-અનાગતકાલે
ભવિસ્સંતિ-થશે
સંપઇઅ-સંપ્રતિ, હમણાં
વટ્ટમાણા-વર્તતા

નમુથ્થુણં—નમસ્કાર થાઓ, કોને ? તે કહે છે

અરિહંતાણં ભગવંતાણં ॥૧॥—અરિહંતોને, ભગવંતોને

આઇગરાણં તિથ્થયરાણં-ધર્મની આદિના કરનારને, તીર્થંકર ભગવાનને

સયંસંબુદ્ધાણં ॥૨॥—પોતે સમ્યક્ પ્રકારે બોધ પામેલાછે તેમને

પુરિસુત્તમાણં—પુરૂષોને વિષે ઉત્તમ છે તેમને

પુરિસસીહાણં—પુરૂષોને વિષે સિંહ સમાન છે તેમને

પુરિસવર પુંડરિઆણં—પુરૂષને વિષે ઉત્તમ પુંડરીક કમળ જેવાછેતેમને

પુરિસવર ગંધહથ્થીણં ॥૩॥—પુરૂષને વિષે ઉત્તમ ગંધ હસ્તી જેવાને

લોગુત્તમાણં—લોકને વિષે ઉત્તમ છે તેમને

**લોગનાહાણં**—લોકના નાથને
**લોગહિઆણં**—લોકને હિત કરનાર છે તેમને
**લોગપઈવાણં**- લોકને વિષે (જ્ઞાનરૂપી) દીવા સમાન છે તેમને
**લોગપજ્જો અગરાણં ॥૪॥**—લોકને વિષે પ્રકાશ કરનારને
**અભયદયાણં**—સર્વ જીવોને અભય આપનાર છે તેમને
**ચક્ખુદયાણં**—(સમ્યક્જ્ઞાન રૂપ) ચક્ષુના આપનારને
**મગ્ગદયાણં**—(જ્ઞાન, દર્શન, ચારિત્રરૂપ) માર્ગ આપનારને
**સરણદયાણં**—(કર્મ રૂપ શત્રુની બીકથી) શરણ આપનારને
**બોહિદયાણં ॥૫॥**—બોધી બીજ (સમકિત) આપનારને
**ધમ્મદયાણં**—દેશવિરતિ અને સર્વ વિરતી રૂપ ધર્મ આપનારને
**ધમ્મદેસિઆણં**—ધર્મના ઉપદેશ કરનારને
**ધમ્મનાયગાણં ધમ્મસારહીણં**—ધર્મના નાયકને, ધર્મના સારથીને
**ધમ્મવર ચાઉરંત ચક્કવટ્ટીણં ॥૬॥**—ચાર ગતિનો અંત કરનાર ઉત્તમ ધર્મરૂપ ચક્ર ધરનારને
**અપ્પડિહયવરનાણ દંસણધરાણં**—કોઈથી હણાય રોકાય નહી એવું ઉત્તમજ્ઞાન અને દર્શનના ધરનારને
**વિયટ્ટછઉમાણં ॥૭॥**—છદ્મસ્થપણાથી નિવર્ત્યા છે તેમને
**જિણાણં જાવયાણં**—કર્મ શત્રુ જીતેલાને તથા જીતાવનારને
**તિન્નાણં તારયાણં**—સંસાર સમુદ્રથી તરેલાને તથા તારનારને
**બુદ્ધાણં બોહયાણં**—પોતે બોધ પામેલા છે તેમને તથા ભવ્યજીવોને બોધ કરાવનાર છે તેમને
**મુત્તાણં મોઅગાણં ॥૮॥**—કર્મથી મુકાએલાને તથા બીજાને મુંકાવનારને
**સવ્વનૂણં સવ્વદરિસિણં**—સર્વજ્ઞને તથા સર્વ દેખનારને
**સીવ**—જે સર્વ ઉપદ્રવ રહિતને

**અયલ મરૂઅ મણુંત મખ્ખય**—અચલ, રોગરહિત, અનંત, અક્ષય.
**મવ્વાબાહ**—સર્વ પ્રકારે પીડા રહિત છે
**મપુણરાવિત્તિ**—જ્યાંથી ફરીથી પાછું આવવું નથી
**સિદ્ધિગઈ નામધેયં**—સિદ્ધ ગતિ છે નામ જેનું
**ઠાણં સંપત્તાણં**—એવા સ્થાનકને પામ્યા છે (તથા)
**નમો જિણાણં જિઅભયાણં ॥૯॥**—જે ભયોને જીતેલા છે એવા. જિનોને નમસ્કાર થાઓ
**જેઅ અઇઆ સિદ્ધા**—જે ભૂતકાળને વિષે સિદ્ધ થયા
**જેઅ ભવિસ્સંતિણાગએકાલે**—જે ભવિષ્યકાળને વિષે સિદ્ધ થશે
**સંપઇઅ વટ્ટમાણા**—સંપ્રતિકાલને વિષે વર્તતા
**સવ્વે તિવિહેણ વંદામિ**—તે સર્વને મન, વચન, અને કાયાએ કરી વાંદુ છું.

---

## ॥ अथ जावंति चेइआइं ॥

| | | |
|---|---|---|
| **જાવંતિ**-જેટલા | **તિરિઅ**-તિર્છા, વચલા | **તત્થ**-ત્યાં |
| **ચેઈઆઇં**-ચૈત્ય,પ્રતિમા | **લોએઅ**-લોકને વિષે | **સંતાઈં**-છતી, રહેલી |
| **ઉડ્ઢે**-ઉર્ધ્વ (લોકમાં) | **ઈહ**-અહીં | |
| **અહે**-અધો (લોકમાં) | **સંતો**-રહેલો, છતો | |

**જાવંતિ ચેઈઆઇં**—જેટલી જિન પ્રતિમા
**ઉડ્ઢેઅ અહેઅ તિરિઅ લોએઅ**—ઉર્ધ્વ (સ્વર્ગ) અધો (પાતાળ) અને તિર્છા (મનુષ્ય) લોકને વિષે છે
**સવ્વાઈં તાઇં વંદે**—તે સર્વે પ્રત્યે હું વાંદુછું
**ઈહ સંતો તત્થ સંતાઇં**—અહીં રહ્યો થકો ત્યાં રહેલી ( જિનપ્રતિમાઓને )

## ॥ अथ जावंत केविसाहू ॥

| | | |
|---|---|---|
| **જાવંત**–જેટલા | **મહાવિદેહેઅ**–મહાવિદેહમાં | **પણઓ**–નમસ્કારથાઓ |
| **કેવિ**–કોઇપણ | **સવ્વેસિં**–સર્વેને | **તિદંડ**–ત્રણદંડ |
| **ભરહ**–ભરત | **તેસિં**–તેમને | **વિરયાણં**–વિરામ પામેલા, રહિત |
| **એરવય**–ઐરવત | | |

**જાવંત કેવિસાહુ**—જેટલા કોઇપણ સાધુ

**ભરહેરવય મહાવિદેહેઅ**—(પાંચ) ભરત, (પાંચ) ઐરવત (પાંચ) મહાવિદેહ ક્ષેત્રને વિષે

**સવ્વેસિં તેસિં પણઓ**—તે સર્વ પ્રત્યે મારો નમસ્કાર થાઓ.

**તિવિહેણ તિદંડ વિરયાણં**—(તે સાધુ કેવાછે ? તો કે) ત્રણ પ્રકારે (મન, વચન, કાય એ) કરી ત્રણ દંડથી (અશુભ, મન, વચન, કાયાના) નિવર્ત્યા છે.

## ॥ अथ नमस्कार ॥

**નમો ऽर्हत्**—નમસ્કાર થાઓ અરિહંત ભગવાનને

**સિદ્ધાચાર્યો**—(વળી) સિદ્ધ ભગવનને, તથા આચાર્ય ભગવાનને

**પાધ્યાય સર્વ સાધુભ્ય:**—ઉપાધ્યાયોને, તથા સર્વ સાધુને

## ॥ अथ उपसर्गहर स्तवन ॥

| | | |
|---|---|---|
| **ઉવસગ્ગ**–ઉપસર્ગ, સંકટ | **કમ્મ**–કર્મના | **નિન્નાસં**–નાશકરનારને |
| **હરં**–હરણ કરનાર | **ઘણ**–સમૂહથી | **મંગલ**–દુઃખનીનિવૃત્તિ |
| **પાસં**–પાર્શ્વ યક્ષ | **મુક્કં** મુકાએલાને | **કલ્લાણ**–સુખનીવૃદ્ધિ |
| **પાસં**–પાર્શ્વનાથને | **વિસહર**–વિષધર, સાપ | **આવાસં**–ઘર |
| | **વિસ**–વિષ, ઝેર | **ફુલિંગમંતં**–ફૂલિંગ |

નામનો મંત્ર
કંઠે-કંઠને [illegible]
ધારેઇ-ધારણ કરે
જો-જે
સયા-સદા
મણુઓ-મનુષ્ય
ગંહ-ગ્રહ
રોગ-રોગ
મારી-મરકી
દુઠ્ઠ-દુષ્ટ, નિર્દય
જરા-જ્વર, તાવ
જંતિ-પામે છે
ઉવસામં-શાંતિ, નાશ
ચિઠ્ઠઉ-રહો
દૂરે-દૂરે
મંતો-મંત્ર
તુજ્જ-તને
પણામો-પ્રણામ

વિ-પણ [વાળો
બહુફલો-ઘણા ફળ
હોઈ=થાય છે
નર-પુરૂષ [વિષે
તિરિએસુ-તિર્યંચને
જીવા-જીવો
પાવંતિ-પામે છે
ન-નહીં
દુઃખ-દુઃખ
દોગચ્ચં-માઠી ગતિ દરિદ્રતા
તુહ-તમારા
સમ્મત્તે-સમ્યક્ત્વને
લધ્ધે-પામે છતે
ચિંતામણિ-ચિંતામણિ રત્ન

કપ્પપાયવ-કલ્પ વૃક્ષ
અબ્ભહિએ-અધિક, વધારે
અવિગ્ઘેણં-વિઘ્નરહિતપણે
અયરામરં-મોક્ષ. (તે)
ઠાણં-સ્થાનકને
સંથુઓ-સ્તવ્યો
મહાયસ-હેમોટાયશવાળ
ભત્તિ-ભક્તિ
ભર-સમૂહ
નિબ્ભરેણ-પૂર્ણ ભરેલા
હિઅએણ-હૈયાવડે
તા-તે કારણ માટે
દેવ-હે દેવ?
દિજ્જ—આપો
ભવેભવે-ભવોભવ
જીણચંદ-હે જિનચંદ્ર

ઉવસગ્ગહરં પાસં---ઉપસર્ગનો હરનાર પાર્શ્વનામનો યક્ષ છે જેમને
પાસં વંદામિ—એવા પાર્શ્વનાથને હું વાંદુછું
કમ્મ ઘણ મુક્કં—કર્મના સમુહથી મુકાએલા છે,
વિસહર વિસ નિન્નાસં,—(મિથ્યાત્વરૂપ) સાપના ઝેરનો નાશ કરનારછે
મંગલ કલ્લાણ આવાસં ॥૧॥—મંગળ અને કલ્યાણનું ઘરછે
વિસહર ફુલિંગમંતં—વિસધર ફુલિંગ એ નામનો મંત્ર

**કંઠે ધારેઈ જો મણુઓ**—જે માણસ કંઠને વિષે સદા ધારણ કરે (યાદ કરે)

**તસ્સગહ રોગમારી**—તેના દુષ્ટગ્રહ, રોગ અને મરકી

**દુઠ્ઠ જરા જંતિ ઉવસામં ॥૨॥**—દુષ્ટ તાવ ઉપશમ પામે છે

**ચિઠ્ઠઉ દૂરે મંતો**—તે મંત્ર તો દૂર રહો

**તુજ્જપણામોવિ બહુફલો હોઇ ॥૩॥**—પરંતુ તમને પ્રણામ કરવો તે પણ ઘણા ફલવાળો થાયછે

**નર તિરિએસુ વિ જીવા**—મનુષ્ય અને તિર્યંચને વિષે પણ જીવો

**પાવંતિ ન દુઃખ દોગચ્ચં ॥૩॥**—દુઃખ અને દારિદ્ર ન પામે

**તુહસમ્મત્તે લધ્ધે**—તમારૂ સમ્યક્ત્વ દર્શન પામે છતે.

**ચિંતામણિ કપ્પપાયવપ્ભહિએ**—(તે સમ્યક્ત્વ દર્શન કેવું છે તો કે) ચિંતામણિ રત્ન અને કલ્પવૃક્ષથી અધિક છે

**પાવંતિ અવિગ્ઘેણં**—વિઘ્નરહિત પણે પામેછે શું ?

**જીવા અયરામરંઠાણં ॥૪॥**—જીવો અજરામર (મોક્ષ)સ્થાનકને

**ઇઅ સંથુઓ મહાયસ**—હે મહાયશ ? એ પ્રકારે સ્તવ્યો

**ભત્તિબ્ભરનિબ્ભરેણ હિઅએણ**—ભકિતના સમુહે કરી પૂર્ણ ભરેલા હ્રદય વડે

**તાદેવ દિજ્જબોહિં**—તે કારણ માટે હે દેવ સમકિત આપો

**ભવે ભવેપાસ જિણચંદ**—હે પાર્શ્વજિનચંદ્ર જન્મોજન્મને વિષે

## ॥ अथ जयवीयराय ॥

| | | |
|---|---|---|
| જય-જયવંતાવર્તો | **હોઉ**-હોજો | **પભાવઓ**-પ્રભાવથી |
| **વીયરાય**-વીતરાગ | **મમં**-મારે | **ભયવં**-હેભગવાન્ |
| જગ્ગુ-જગત | **તુહ**-તારા | **ભવ**-સંસારનો |

**નિવ્વેઓ**–નિર્વેદ (ઉદાસિપણું)
**મગ્ગાણુસારિઆ**–માર્ગાનુસારિપણું
**ઈટ્ઠ**–ઇષ્ટ (વાંછિત)
**ફલ**–ફળ
**સિદ્ધિ**–પ્રાપ્તિ
**વિરૂદ્ધ**–અવળુ (ઉલટું)
**ચ્ચાઓ**–ત્યાગ
**ગુરૂજણ**–માતાપિતા દિવડેરા
**પૂઆ**–પૂજા
**પરત્થ**–પરોપકાર (બીજાનો અર્થ)
**કરણં**–કરવું
**સુહ**–સારા
**તવ્વયણ**–તેમનાવચન
**સેવણા**–સેવા
**આભવં**–મારે સંસાર હોય ત્યાંસુધિ
**અખંડા**–અખંડ હમેશાં
**વારિજજઈ**–વાંર્યું છે
**જઈવિ**–જોપણ
**નિયાણ**–નિયાણાનું
**બંધણં**–બાંધવું
**સમએ**–સિદ્ધાંતને વિષે
**તહ**–તો
**સેવા**–ભકિત
**તુમ્હ**–તમારા
**ચલણાણં**–પગની ચરણની
**દુઃખ**–દુઃખ
**ખઓ**–ક્ષય
**કમ્મ**–કર્મ (ના)
**સમાહિ**–સમાધિ
**મરણં**–મરણ
**બોહિલાભો**–બોધિબીજનો લાભ
**સંપજજઉ**–થાઓ
**મહ**–મારે
**એઅં**–એ (ચાર)
**તુહ**–તુમ
**નાહ**–નાથ
**પણામ**–પ્રણામ, નમસ્કાર
**માંગલ્યં**–માંગળિક
**કારણં**–કારણ
**પ્રધાનં**–મુખ્ય, ઉત્તમ
**ધર્માણાં**–ધર્મોમાં
**જૈનં**–જિનદેવનું
**જયતિ**–જયવંતુ વર્તેછે
**શાસનં**–શાસન

**જયવીયરાય જગગુરૂ**—હે શ્રીવીતરાગ ? હે જગત્રયગુરૂ જયવંતા વર્તો

**હોઉ મમં તુહપભાવઓ ભયવં ।।**—હે ભગવંત તમારા પ્રભાવથી મારે થાઓ

**ભવનિવ્વેઓ મગ્ગા,** શું ? ભવનિર્વેદપણું (ચારિત્ર) અને માર્ગાનુસારીપણું એટલે જૈનમાર્ગને અનુસારે ચાલવું તે

**ણુ સારિયા ઇટ્ઠફલ સિદ્ધિ ।।૧।।**—તથા વાંછિતફળની પ્રાપ્તિ

**લોગ વિરૂદ્ધ ચ્ચાઓ**—તથા લોક વિરૂદ્ધનો ત્યાગ થાઓ

**ગુરૂજણ પૂઆપરથ્થકરણંચ ॥**—વળી માતપિતા તથા સદ્ગુરૂ આદિ વડેરાની સેવા તથા પરોપકાર કરવો તે મારે થાઓ.

**સુહગુરૂજોગો તવ્વય,**--સારા ગુરૂનો મેળાપ

**સેવણા આભવમખંડા ॥૨॥**—અને તેમના વચનની સેવા મારે આ ભવ (સંસાર) હોય ત્યાં સુધી અખંડ (હમેશાં થાઓ)

**વારિજ્જઈ જઈવિનિઆ,**—વાર્યુંછે જો કે

**બંધણં વીયરાય તુહ સમએ ॥**—નિયાણાનું બાંધવું હે વીતરાગ તમારા સિદ્ધાંતને વિષે

**તહવિ મમ હુજ્જ સેવા,**--તોપણ મારે તમારી સેવા હોજો

**ભવે ભવે તુમ્હ ચલણાણં ॥૩॥**—ભવોભવને વિષે તમારા ચરણની સેવા

**દુખ્ખખ્ખઓ કમ્મખ્ખઓ**—દુઃખનો ક્ષય તથા કર્મનો ક્ષય

**સમાહિમરણં ચ બોહિલાભોઅ**—સમાધિ મરણ વળી સમકિત બોધી બીજનો લાભ

**સંપજ્જઉ મહએઅ**—મારે એ (ઉપર કહેલી બાબતો) થાઓ

**તુહનાહ પણામ કરણેણં**—તુમનાથ પ્રત્યે પ્રણામ કરવે કરીને

**સર્વ મંગલ માંગલ્યં**—સર્વ મંગળમાં મંગળિક

**સર્વ કલ્યાણ કારણં**—સર્વ કલ્યાણનું કારણ

**પ્રધાનં સર્વ ધર્માણાં**—સર્વ ધર્મોમાં પ્રધાન (મુખ્ય)

**જૈનં જયતિ શાસનં**—એવું જૈનશાસન જયવંતુ વર્તે છે

## ॥ अथ अरिहंत चेइआणं ॥

| | | |
|---|---|---|
| **ચેઈઆણં**—ચૈત્યોના (પ્રતિમાઓ) | **વંદણ**—વાંદવાના | **અર્થે** |
| | **વત્તિઆએ**—ફલને | **પૂઅણ**—પૂજન |

| | | |
|---|---|---|
| **સક્કાર**-સત્કાર | **સદ્ધાએ**-શ્રદ્ધા વડે | **અણુપ્પેહાએ**-વારં વાર સંભારવાવડે |
| **સમ્માણ**-સન્માન | **મેહાએ**-બુદ્ધિ વડે | **વડ્ઢમાણિએ**-વૃદ્ધિ પામતી |
| **નિરૂવસગ્ગ**-ઉપસર્ગ રહિત (મોક્ષ) | **ધીઇએ**-ધીરજવડે | |
| | **ધારણાએ**-ધારણાવડે | |

**અરિહંત ચેઇઆણં**—અરિહંતની પ્રતિમાઓને (વાંદવાને અર્થે)
**કરેમિ કાઉસ્સગ્ગં**—કાઉસગ્ગ કરૂં છું.
**વંદણ વત્તિઆએ**—વાંદવાને અર્થે
**પૂઅણ વત્તિઆએ**—પૂજનના ફળને અર્થે
**સક્કાર વત્તિઆએ**—સત્કારે કરી પૂજવાથી થતા ફળને અર્થે
**સમ્માણ વત્તિઆએ**—સન્માને કરી પૂજવાથી થતા ફળને અર્થે
**બોહિલાભ વત્તિઆએ**—બોધિબીજના લાભને અર્થે
**નિરૂવસગ્ગ વત્તિઆએ**—મોક્ષને અર્થે
**સદ્ધાએ મેહાએ ધીઇએ**—શ્રદ્ધાવડે, નિર્મળ બુદ્ધિવડે, ધીરજ વડે
**ધારણાએ અણુપ્પેહાએ**—ધારણાવડે, વારંવાર સંભારવાવડે
**વડ્ઢમાણીએ ઠામિકાઉસ્સગ્ગં**—(એ પાંચે બોલ) વૃદ્ધિ પામને થકે કાઉસ્સગ્ગ કરૂં છું

## ॥ अथ कल्लाणंकंदनी स्तुति ॥

| | | |
|---|---|---|
| **કંદં**-મુલ | **સુગુણ**-ઉત્તમ ગુણ | **અપાર**-પાર વિનાનું |
| **જીણંદં**-જીનેંદ્રને | **ઠાણં**-સ્થાનકને | **પત્તા**-પામ્યાં |
| **નેમી**-ને પછી | **ભત્તિઈ**-ભક્તિએકરીને | **દિંતુ**-આપો |
| **મુણિંદં**-મુનીયોના ઇંદ્રને | **સીરિ**-શ્રી | **સુઈ**-સુચિ |
| **પયાસં**-પ્રકાશકરનારને | **વદ્ધમાણં**-મહાવીર સ્વામીને | **સારં**-સારને |
| | | **વિંદ**-વૃંદ, સમુહ |

| | | |
|---|---|---|
| વંદા-વાંદવા યોગ્ય | બુહાણં-પંડિતોના | હત્થા-હાથવાળી |
| વલ્લી-વેલોના | નિચ્ચં-નિત્ય હમેશાં | કમલે-કમલને વિષે |
| વિશાલ-મોટા | જગ-જગત્ | નિસન્ના-બેઠેલી |
| નિવ્વાણ-નિર્વાણ | પહાણં-પ્રધાન | વાએસિરિ-વાગેશ્વરી |
| જાણ-રથ | કુંદ-મચકુંદનું ફુલ | પુત્થય-પુસ્તક |
| કપ્પં-જેવું | ઇંદુ-ચંદ્ર | વગ્ગ-વર્ગ, સમૂહ |
| પણાસિય-નાશકર્યાછે | ગો—ગાય | સુહાય-સુખને માટે |
| એસેસ-સમસ્ત | ખીર-દુધ | સા-તે |
| કુવાઈ-કુવાદિ. પાખંડિ | તુસાર-હિમ | અમ્હ-અમને |
| દપ્પં-દર્પ (અહંકાર) | વન્ના-વર્ણવાળી | પસત્થા-ઉત્તમ |
| મયં-મત | સરોજ=કમલ | |

કલ્લાણકંદં પઢમં જિણંદં—સુખની વૃદ્ધિનું મૂળ એવા પ્રથમ જિનેંદ્રને

સંતિં તઓ નેમિજિણં મુણિંદં—અને શાંતિનાથ, તે પછી મુનિઓના ઇંદ્ર શ્રી નેમિ જીનેશ્વરને

પાસં પયાસં સુગુણિક્ક ઠાણં—વળી ત્રણ ભુવનને વિષે પ્રકાશના કરનાર પાર્શ્વનાથને અને સારા ગુણના એકસ્થાનક રૂપ

ભત્તિઈવંદે સિરિવદ્ધમાણં ॥૧॥—શ્રી વર્ધમાન સ્વામી પ્રત્યે ભકિતએ કરીને વાંદુછું

અપાર સંસાર સમુદ્દપારં—જે પારવિનાના સંસારરૂપ સમુદ્રના પારને

પત્તાસિવં દિંતુ સુઈક્કસારં—પામેલા એવા. જિનેંદ્રો પવિત્ર વસ્તુઓના એક સારરૂપ મોક્ષને આપો

સવ્વે જિણંદા સુરવિંદ વંદા—તે સર્વે જીનેંદ્રો દેવતાઓના જે સમુહ તેને વાંદવા યોગ્ય છે

**કલ્લાણ વલ્લીણ વિસાલ કંદા ॥૨॥**—વળી કલ્યાણ રૂપ વેલોના મોટા મૂળ છે.

**નિવ્વાણમગ્ગે વરજાણકપ્પં**—મોક્ષ માર્ગને વિષે પહોંચાડવાને ઉત્તમરથ સમાન છે

**પણાસિયાસેસ કુવાઈ દપ્પં**—વળી અતિશયપણે કરીને નાશ કર્યો છે સંપૂર્ણ પાખંડીયોના અહંકાર જેમણે એવા

**મયં જિણાણં સરણં બુહાણં**—જિનેશ્વર ભગવાનનો મત તે પંડિતોને આધારભૂત છે

**નમામિ નિચ્ચં તિજગપ્પહાણં ॥૩॥**—તથા ત્રણ જગતને વિષે પ્રધાન છે એવા જિનમતને સદા નમસ્કાર કરૂં છું

**કુંદિંદુગોખ્ખીર તુસાર વન્ના**—મચકુંદ જાતીનાં ફુલ, ચંદ્રમા, ગાયનું દૂધ અને બરફ તેના જેવો ઉજવલ વર્ણછે જેનો

**સરોજહથ્થા કમલે નિસન્ના**—તથા હાથને વિષે કમલ ધારણ કરેલું છે અને કમલને વિષે બેઠેલી એવી

**વાએસિરિ પુથ્થય વગ્ગહથ્થા**—વળી પુસ્તકોનો સમુહ જેના હાથને વિષે છે એવી વાધેશ્વરી દેવી

**સુહાયસાઅમ્હ સયા પસથ્થા**—તે અમને સદા સુખને માટે થાઓ

## ॥ अथ संसार दावा ॥

| | | |
|---|---|---|
| **સંસાર**—સંસાર | **દાહ**—તાપ | **ધૂલી**—રજ (ધુલ) |
| **દાવ**—વન (નો) | **નીરં**—પાણી | **હરણે**—કાઢવામાં |
| **અનલ**—અગ્નિ | **સંમોહ**—મોહ | **સમીરં**—વાયરો |

માયા-કપટ
રસા-પૃથ્વી
દારણ=ઉખેડવાને
સીરં-હલ (સમ[illegible])
વીરં-મહાવીરને
ગિરિસાર-મેરૂપર્વત
ધીરં-ધીર, અચળ
ભાવ-ભાવ
અવનામ-નમવું
માનવ-માણસ (ના)
ઈન-સ્વામી
ચૂલા-મુગટ
વિલોલ-દેદીપ્યમાન
આવલિ-શ્રેણી
માલિતાનિ=પૂજેલા
સંપૂરિત-પૂર્યા
અભિનત-નમેલા
લોક-લોક (ભકતલોક)
સમીહિતાનિ-મનોવાંછિત
કામં-યથેચ્છપણે
પદાનિ-પગ
બોધ=જ્ઞાન (વડે)
અગાધં-ગંભીર
સુપદ-સુંદરપદ

પદવી-રચના
પૂર-સમૂહ
અભિરામં-મનોહર
જીવ-જીવ (ના)
અહિંસા-દયા, રક્ષા
અવિરલ-અંતરરહિત
લહરી-લહેર, તરંગ
સંગમ-મળવે
અગાહ-અગાધ, અપાર
દેહં-શરીર
ચૂલા-ચૂલિકા
વેલં-વેલી
ગુરૂ-મોટા
ગમ-સરખા પાઠ
મણિ-રત્ન
સંકુલં-ભરેલું
દુર-છેટે
પારં-પાર
આગમ-સિદ્ધાંત
જલનિધિં-સમુદ્ર
સાદરં-આદરસહિત
સાધુ-રૂડે પ્રકારે
સેવે-સેવું છું
આમૂલ-મૂલ સુધી

આલોલ-ચપલ, ડોલતું
બહુલ-ઘણા
પરિમલ-સુગંધ
આલીઢ-આસકત
લોલ-ચપલ
અલિ-ભમરો
માલા-શ્રેણી
ઝંકાર-ગુંજાર
આરાવ-શબ્દ
અમલ-નિર્મલ
દલ-પાંદડું
આગાર-ભુવન
ભૂમિ-જમીન
નિવાસે-નિવાસ(વસવું)
છાયા-કાંતિ..
સંભાર-સમુહ
કરે-હાથવાળી
તાર-દેદીપ્યમાન
હાર-હાર
વાણી-જિનવાણી
સંદોહ-સમૂહ
દેહ-દેહવાળી
વિરહ-વિયોગ વિરહ
વરં-વરદાન
દેહિ-આપ

**સંસારદાવાનલદાહનીરં**—સંસાર રૂપ વનનો અગ્નિ તેના તાપને ઓલવવાને પાણી સમાન

**સંમોહ ધૂલી હરણે સમીરં**—મોહ એટલે અજ્ઞાન રૂપી જે રજ તેને હરણ કરવાને પવન સમાન

**માયારસા દારણસાર સીરં**—વળી કપટરૂપી જે પૃથ્વી તેને ફોડવાને ઘણા તીક્ષ્ણ હળ સમાન

**નમામિ વીરં ગિરિસારધીરં ॥૧॥**—તથા જે મેરૂપર્વતની પેઠે ધીર છે એવા મહાવીર સ્વામીને હું નમસ્કાર કરૂં છું

**ભાવાવનામ સુરદાનવ માનવેન**—ભાવે કરીને નમ્યા એવા દેવતા દાનવ (ભવનપતિ તથા વ્યંતર દેવતા) અને મનુષ્યના જે સ્વામી

**ચૂલાવિલોલ કમલાવલિમાલિતાનિ**—તેના મુકુટ ઉપર રહેલી એવી દેદીપ્યમાન કમલની જે શ્રેણીઓ તે વડે પૂજિતછે એવા

**સંપૂરિતાભિનત લોક સમીહિતાનિ**—સમ્યક્ પ્રકારે પૂરણ કર્યાં છે નમનાર ભવ્ય જીવોના મનોવાંછિત જેમણે એવા

**કામં નમામિજિનરાજ પદાનિતાનિ ॥૨॥**—તે પ્રસિદ્ધ જિનરાજના ચરણ પ્રત્યે યથેચ્છપણે હું નમું છું

**બોધાગાધં સુપદપદવી નીરપૂરાભિરામં**—જ્ઞાને કરીને ગંભીર એવો, વળી સુંદીર પદની રચના તે રૂપ પાણીના સમૂહે કરી શોભાયમાન એવો

**જીવાહિંસા વિરલલહરિ સંગમાગાહદેહં**—જીવદયા રૂપ અંતર રહિત એવી લહેરોના સંગમ વડે કરીને અપાર છે દેહ એટલે રવરૂપ જેનું એવો

**ચૂલાવેલં ગુરૂગમમણી સંકુલં દુરપારં**—વળી સિદ્ધાંતોની ચૂલિકા રૂપી વેલોવાળો તથા મોટા એવા સરખા પાઠ તે રૂપ રત્ને કરી

ભરેલો વળી જેનો કાંઠો અત્યંત દૂર છે એવો

**સારં વીરાગમ જલનિધિં સાદરં સાધુ સેવે.॥૩॥**—એવો ઉત્તમ વીર ભગવાનનો આગમ રૂપી જે સમુદ્ર તેને આદર સહિત સમ્યક્ પ્રકારે હું સેવું છું.

**આમૂલાલોલ ધૂલીબહુલ પરિમલાલીઢ લોલાલિમાલા**—મૂલ સુધી ચપલ એવું વળી મકરંદ સુગંધના કણીયા તેના ઘણા સુગંધને વિષે આશકત એવા જે ચપળ ભમરાઓ તેના માલા

**ઝંકારારાવસારામલદલકમલાગાર ભૂમિનિવાસે**--( શ્રેણી તેના ). ગુંજારના શબ્દ તેણે કરીને જે પ્રધાન છે એવું વળી નિર્મલ એવાં પાંદડાં તેણે કરીને સહિત એવું જે કમળ તેના ઉપર ઘર છે જેનું તેના મધ્ય ભાગની ભૂમિને વિષે વસવું છે જેનુ એવી

**છાયા સંભાર સારે વરકમલકરે તારહારાભિરામે**—કાંતિના સમુહે કરીને પ્રધાન એવી, સુંદર કમળ છે જેના હાથને વિષે એવી, વળી દેદીપ્યમાન હારે કરીને સુંદરછે હૃદય જેનું તેણે કરીને સુંદર એવી

**વાણીસંદોહ દેહે ભવવિરહ વરંદેહિ મે દેવિસારં ॥૪॥**—વળી દ્વાદશાંગી રૂપ વાણી તેનો સમૂહ તેજ છે શરીર જેનું એવી દેવી મને સુંદર મોક્ષ રૂપી વરદાન આપ

## ॥ अथ पुक्खर वरदीवड्ढे ॥

**પુખ્ખરવર**—પુષ્કરવર
**દીવડ્ઢે**—અરધા દ્વીપમાં
**ધાયઇ**—ધાતકી
**સંડેઅ**—ખંડમાં
**જંબુદીવે**-જંબુદ્વીપમાં
**વિદેહે**-મહાવિદેહક્ષેત્રમાં
**ધમ્માઇગરે**=ધર્મની આદિના કરનારને
**નમંસામિ**—નમસ્કાર કરૂં છું
**તમ**—અજ્ઞાન
**તિમિર**—અંધકાર

| | | |
|---|---|---|
| **પડલ**–સમૂહ | **વિસાલ**–વિશાળ | **સુવન્ન**–જ્યોતિષીદેવ |
| **વિદ્ધંસણસ્સ**–નાશક રનારને | **આવહસ્સ**–લાવનારને, કરનારને. | **કિંનર**–વ્યંતર દેવ |
| **સુરગણ**–દેવસમૂહ | **કો**—કોણ | **સબ્ભૂય**–સત્ય |
| **નરિંદ**–ચક્રવર્તિ | **દાનવ**–દાનવ (પાતાળ વાસી દેવ) | **લોગો**–લોક |
| **મહિઅસ્સ**–પૂજેલાને | **અચ્ચિઅસ્સ**–પૂજેલા | **જત્થ**=જ્યાં |
| **સીમા**–મર્યાદાને | **ઉવલબ્ભ**–પામીને | **પઇટ્ઠિઓ**–રહેલું |
| **ધરસ્સ**=ધારણકરનારને | **કરે**—કરે | **જગમિણં**–આજગત |
| **પપ્ફોડિય**–અત્યંતતો ડીનાંખીછે. | **પમાયં**–પ્રમાદને | **તેલુક્ક**–ત્રણ લોક |
| **મોહજાલસ્સ**–મોહજા ળને | **સિધ્ધે**–સિદ્ધ એવા | **મચ્ચ**–મનુષ્ય |
| **જાઇ**–જન્મ, જાતિ | **ભો**–હે લોકો | **અસુરં**–ભૂવનપતિ |
| **સોગ**–શોક | **પયઓ**–આદરવાળો | **વડ્ઢઉ**–વૃદ્ધિ પામો |
| **પણાસણસ્સ**–નાશક રનારને | **જિણમયે**–જિનમતને | **સાસઓ**–શાસ્વત |
| **પુખ્ખલ**–પુષ્કળ, ઘણું | **નંદી**—સમૃદ્ધિ | **વિજયઓ**–વિજયવંત |
| | **દેવં**–વૈમાનિકદેવને | **ઉત્તરં**–પ્રધાન |
| | **નાગ**–નાગદેવ | **સુઅસ્સ**–સિધ્ધાંતને |
| | | **ભગવઓ**–ભગવંત |

**પુખ્ખરવરદી વઢ્ઢે**—પુષ્કરવરનામા દ્વીપના અર્ધ ભાગમાં

**ધાયઈ સંડેઅ જંબુદીવેઅ**—ધાતકી ખંડમાં અને જંબુદ્વીપમાં

**ભરહેરવય વિદેહે**—પાંચ ભરત પાંચ ઐરવતને પાંચ મહાવિદેહમાં

**ધમ્માઇગરે નમંસામિ ॥૧॥**—ધર્મની આદિના કરનાર (વિચરતા તિર્થંકર)ને હું નમસ્કાર કરૂંછું

**તમતિમિર પડલ વિદ્ધં, સણસ્સ**—અજ્ઞાન રૂપી અંધકારના સમૂહને નાશ કરનાર

**સુરગણ નરિંદ મહિઅસ્સ**—દેવતાના સમૂહ તથા ચક્રવર્તીએ પૂજ્યા એવાં
**સીમાધરસ્સ વંદે**—મર્યાદામાં રાખનાર (સિધ્ધાંત)ને વાંદુછું
**પપ્ફોડીય મોહજાલસ્સ ॥૨॥**—અત્યંતપણે તોડી નાંખી છે મોહરૂપી જાળ જેણે એના સિધ્ધાંતને વાંદુછું
**જાઇજરામરણસોગપણાસણસ્સ**—જન્મ જરા મરણ અને શોક તેનો અતિશયે કરી નાશ કરનારને
**કલ્લાણ પુખ્ખલ વિસાલ સુહાવહસ્સ**—કલ્યાણનું કરનાર અને પુષ્કળ વિસ્તીર્ણ એવા મોક્ષ સંબંધી સુખના આપનાર
**કો દેવદાણવ નરિંદ ગણચ્ચિઅસ્સ**—કોણ ? દેવ દાનવ અને રાજાઓના સમૂહ તેમણે પુજેલા એવા
**ધમ્મસ્સસાર મુવલબ્ભ કરે પમાયં**—શુધ્ધ ધર્મ તેનો સાર પામીને કોણ પ્રમાદ કરે ?
**સિધ્ધે ભો પયઓણમો જિણમયે**—હે જ્ઞાનવંત લોકો સિધ્ધ એવા જિનમતને આદર સહિત થકો હું નમસ્કાર કરૂંછું
**નંદી સયા સંજમે**—તે જિનમતના પ્રસાદથી સંજમને વિષે સદા સમૃધ્ધિ થાઓ
**દેવં નાગ સુવન્ન કિન્નર ગણ સબ્ભૂય ભાવચ્ચિએ**—દેવ નાગ જોતિષી અને વ્યંતરના સમૂહે સત્યભાવે કરી પુજ્યો છે
**લોગો જથ્થ પઇટ્ઠિઓ જગમિણં તેલુક્ક મચ્ચાસુરં**—વળી જે જિનમતને વિષે ત્રિકાળ જ્ઞાન કહ્યું છે તથા ત્રણ લોક એટલે મનુષ્ય દેવતા નારકી તે પ્રકારનું આ જગત તેને પ્રકાશ્યું છે
**ધમ્મો વડ્ઢઉ સાસઓ વિજયઓ ધમ્મુત્તરં વડ્ઢઉ**—એવો શ્રુત ધર્મ તે વૃધ્ધિને પામો તે શાશ્વતો છે, વિસેષ. જયવંત ધર્મનું પ્રધાનપણું થાય તેમ વૃદ્ધિને પામો
**સુઅસ્સ ભગવઓ**—હે ભગવંત તે શ્રુત સિધ્ધાંતને આરાધવા ભણી
**કરેમિ કાઉસગ્ગં**—કાઉસ્સગ કરૂંછું

૫૬ (૧૬) સંપદા (૧૬) ગુરૂ (૩૪) લઘુ (૧૮૨) સર્વવર્ણ (૨૧૬)

## અથ સિદ્ધાણં બુદ્ધાણં.

ગયાણં=ગએલાને, પામેલાને
પરંપર=પરંપરાએ
લોઅ=લોક (ના)
અગ્ગં=અગ્રભાગને
ઉવગયાણં=પામેલાને
દેવાણ=દેવતાઓને
વિ=પણ
પંજલિ=હાથ જોડીને
તં=તેને
દેવદેવ=દેવતાના રાજા
મહિયં=પૂજેલાને
સિરસા=માથાવડે
મહાવીરં=મહાવીરસ્વામીને
ઇક્કો=એક
વિ=પણ
વસહસ્સ=વૃષભ સરખાને
વદ્ધમાણસ્સ=વર્દ્ધમાનસ્વામીને
સાગરાઓ=સમુદ્રથી
તારેઇ=તારે છે
નરં=પુરૂષને,
વ=વળી
નારિં=નારીને, સ્ત્રીને
ઉજ્જિંત=ગિરનાર
સેલ=પર્વતના
સિહરે=શિખર ઉપર
દિક્ખા=દિક્ષા
નાણં=કેવલજ્ઞાન
નિસીહિઆ=મોક્ષ કંલ્યાણક
જસ્સ=જેમનું
અરિટ્ઠનેમિં=અરિષ્ટનેમીને
ચત્તારિ=ચાર
અટ્ઠ=આઠ
દો=બે
પરમટ્ઠ=પરમાર્થે કરી
નિટ્ઠિઅટ્ઠા=સિદ્ધ થયા છે અર્થ જેમના
દિસંતુ=આપો

**સિદ્ધાણં બુદ્ધાણં, પારગયાણં પરંપરગયાણં**—સિદ્ધને, બુદ્ધને, સંસાર સમુદ્રથી પારગત થએલાને, અનુક્રમે મોક્ષ પહોંચેલાને

**લોઅગ્ગ મુવગયાણં, નમો સયા સવ્વ સિદ્ધાણં ॥૧॥**—લોકના અગ્રભાગને પહોંચેલા એવા સર્વે સિધ્ધોને સદા નમસ્કાર થાઓ ॥૧॥

**જો દેવાણવિ દેવો**—જે દેવોનો પણ દેવ છે.

**જં દેવાપંજલી નમંસંતિ**—જેને દેવો હાથ જોડીને નમે છે.

**તદેવં દેવમહિઅં**—તે દેવતાનો દેવ એટલે ઇંદ્ર તેણે પુજ્યા છે તેવા

**સિરસા વંદે મહાવીરં ॥૨॥**—મહાવીરસ્વામીને મસ્તકે કરીને નમસ્કાર કરૂં છું. ॥ ૨ ॥

ઇક્કોવિ નમુક્કારો—એક પણ નમસ્કાર
જિણવર વસહસ્સ વદ્ધમાણસ્સ—જીનવરમાં વૃષભ સરખા એટલે પ્રધાન એવા વર્ધમાનસ્વામીને (કરવાથી)
સંસાર સાગરાઓ, તારેઈ નરં વ નારિં વા ॥૩॥—સંસાર સમુદ્રથી માણસ અથવા સ્ત્રીને તારે. ॥૩॥
ઉજ્જિજંત સેલ સિહરે—ગીરનાર પર્વતના શિખરના ઉપર.
દિક્ખા નાણં નિસીહિઆ જસ્સ—દિક્ષા કલ્યાણક, કેવળજ્ઞાન કલ્યાણક અને મોક્ષ કલ્યાણક એ ત્રણે જેમનાં થયાં છે.
તંધમ્મ ચક્કવટ્ટિં—તે ધર્મ ચક્રવર્તી.
અરિટ્ઠનેમિં નમંસામિ ॥૪॥—અરિષ્ટનેમીને હું નમસ્કાર કરૂં છું.
ચત્તારિ અટ્ઠ દસ દો, અ—ચાર, આઠ, દસ અને બે.
વંદિઆ જિણવરા ચઉવ્વીસં—ચોવીસ જીનવરને નમસ્કાર ઇન્દ્રાદિકે કરેલો છે.
પરમટ્ઠ નિટ્ઠિઅટ્ઠા—પરમાર્થે કરી સિદ્ધ થયા છે અર્થ જેમના એવા
સિદ્ધા સિદ્ધિંમમદિસંતુ ॥૫॥—સીધ્ધો મને સિદ્ધિ આપો.

પદ (૨૦) સંપદા (૨૦) ગુરૂ (૨૫) લઘુ (૧૫) સર્વ વર્ણ (૧૭૬)

## अथ वेयावच्च गराणं.

| | | |
|---|---|---|
| વેઆવચ્ચ=વૈઆવચ્ચ | સંતિ=શાંતિ | સમાહિ=ચિત્તની સમાધિ. |
| ગરાણં=કરનારને | સમ્મદ્દિટ્ઠિ=સમકિત દૃષ્ટિ | |

વેયાવચ્ચગરાણં, સંતિગરાણં—શ્રી જીનશાસનના વૈયાવચ્ચ એટલે સાર સંભાળના કરનાર અને શાંતિના કરનાર.
સમ્મદ્દિટ્ઠિસમાહિ ગરાણં—સમકિત દ્રષ્ટિ જીવોને સમાધિના કરનાર (દેવોને આશ્રીને.)
કરેમિ કાઉસ્સગ્ગં—હું કાઉસગ્ગ કરૂં છું.

## અથ ગુરુ વાંદણાં પ્રારંભ.

અણુજાણહ=આજ્ઞા [આપો.
મિઉગ્ગહં=મિત અ- [વગ્રહ. ૩ા હાથ [પ્રમાણ જગ્યા
નિસીહિ=નિષેધું છું.
અહો=અધો, નીચો
કાયં=શરીર
સંફાસં=ફરસ, સંસ્પર્શ
ખમણિજ્જો=ખમજો
ભે=ભગવંત.
કિલામો=કિલામણા, થાક
અપ્પ=અલ્પ, થોડા
કિલંતાણં=થાકેલાને. [થોડા શ્રમવાળાને
બહુ સુભેણ=બહુ શુ- [ભવડે, ઘણે કુશલપણે.
દિવસો=દિવસ
વઈક્કંતો=વીત્યો, ગયો
જત્તી=યાત્રા, (તપસંયમ [નિયમરૂપ)
જવણિજ્જં=શરીર, (ઇં- [દ્રિયો અને મન.)
ખામેમિ=ખમાવુંછું, ખા- મુંછું.
દેવસિયં=દિવસ સંબંધી
વઇક્કમં=વ્યતિક્રમ
આવસિઆએ=અવસ્ય કર્તવ્યથી
ખમાસમણાણં=ક્ષમા શ્રમણોની (સંબંધી)
દેવસિઆએ=દિવસ સં- [બંધી.
આસાયણાએ=આશા- તનાએ કરીને,
તિત્તીસ=તેત્રીશ.
અન્નયરાએ=અનેરી
જંકિંચિ=જે કાંઇ.
મિચ્છાએ=મિથ્યાભાવ [ (૩૫ આશાતના)વડે
મણ=મન (ની)
દુક્કડાએ=પાપરૂપ આ- [શાતનાએ
વય=વચન (ની)
કાય=શરીર (ની)
કોહાએ=ક્રોધે કરી
માણાએ=માને કરી
માયાએ=માયાએ કરી
લોભાએ=લોભે કરી
કાલિઆએ=કાળ સં- [બંધી
મિચ્છોવયારાએ=મિ- [થ્યા ઉપચારવડે, [કુડ કપટવડે
સવ્વધમ્મ=સર્વ ધર્મ [તેઆઠપ્રવચનમાતરૂપ
અઇક્કમણાએ=ઓળં- [ઘવા રૂપ
જો=જે
મે=મેં, મારે જીવે
અઇઆરો=અતિચાર
કઓ=કર્યો.

ઇચ્છામિ ખમાસમણો વંદિઉં—હું ઇચ્છુંછું હે ક્ષમાદિક ગુણે કરી પ્રધાન ! વાંદવાને.

**જાવણિજ્જાએ નિસીહિઆએ ॥ ૧ ॥**—પાપ વ્યાપાર રહિત શરીરની શક્તિ વડે.

**અણુજાણહ, મે મિઉગ્ગહં ॥ ૨ ॥**—મિત્ત અવગ્રહ એટલે સાડા ત્રણ હાથ પ્રમાણે ક્ષેત્ર તે માંહે પ્રવેશ કરવાની, મુજને આજ્ઞા આપો એટલું શિષ્યનું વચન સાંભળી ગુરૂ કહે ( અણુજાણામિ કહેતાં ) હું આજ્ઞા આપુંછું એ ગુરૂનું વચન

**નિસીહિ**—પછી શીષ્ય નિસિહી=ગુરૂ વંદન સીવાય બીજી ક્રીયા નિષેધ એમ કહેતો થકો અવગ્રહમાં પેશીને બેસી સાધુ ડાબા ઢીંચણ ઉપર અને શ્રાવક ચવળા ઉપર મહોપત્તી મુકી બે હાથ કપાળે લગાડી ગુરૂના ચરણ પ્રતે સ્પર્શ કરવા આ રીતે કહે.

**અહો, કાયં, કાય, સંફાસં**—નીચલી કાય એટલે પગ, તે પ્રતે મારી મસ્તક રૂપ કાયાએ કરી સ્પર્શ કરવા વડે

**ખમણિજ્જો, ભે, કિલામો**—હે ભગવંત? કંઈ ખેદ ઉપજાવ્યો હોય તે ખમજો.

**અપ્પ કિલંતાણં, બહુસુભેણભે, દિવસો વઇક્કંતો ॥ ૩ ॥**—થોડોછે થાક જેને એવા તમને ઘણા શુભે કરીને (ક્ષેમકુશળે) આપ સાહેબનો દીવસ વીત્યો ? ( ગુરૂ કહે તહત્તિ=તેમજ, ગુરૂનું વચન સાંભળી શીષ્ય કહે )

**જત્તાભે ॥ ૪ ॥**—હે કરૂણા સમુદ્ર, આપ સાહેબની, તપ, નિયમ, સંયમ, સ્વધ્યાય રૂપ યાત્રા, અવ્યાબાધપણે વર્ત્તે છે? તે સાંભળી ગુરૂ કહે (તુજ્જંવિવટ્ટએ) તને પણ વર્તે છે?

**જવણિજ્જં ચ ભે, ॥ ૫ ॥**—ઇંદ્રિય અને નોઇંદ્રિએ પીડીત નહી એવું તમારૂં શરીર છે? ગુરૂ કહે (એવં) એમજ છે.

**ખામેમિ, ખમાસમણો,**—હે ક્ષમા શ્રમણ ખમાવું છું.

**દેવસિઅં, વઇક્કમ્મં ॥ ૬ ॥**—દિવસ સંબંધી અપરાધ, એ સાંભળી ગુરૂ કહે ( અહમવિ ખામેમિ ) હું પણ (સારણા વારણાદીકમાં થએલો પ્રમાદ ) ખમાવુંછું પછી શીષ્ય પગે જીનમુદ્રા અને હાથે યોગમુદ્રા સાચવતો ઉભો રહી નીચે પ્રમાણે કહે.

**આવસ્સિઆએ પડિક્કમામિ**—અવશ્ય કર્તવ્ય જે ચરણ સીતરી અને કરણ સીત્તરી રૂપ પડિલેહણ પ્રમુખ કરતાં જે અતિચાર લાગ્યો હોય તેથી માઠું આચર્યું હોય તે થકા નીવર્તુંછું.

**ખમાસમણાણં, દેવસિઆએ, આસાયણાએ**—હે ક્ષમા શ્રમણ તમને દિવસ સંબંધીની આશાતના

**તિત્તીસન્નયરાએ, જંકિંચિ મિચ્છાએ**—તેત્રીસ માંહેની અનેરી કાઇ આશાતનાએં કરીને જે કંઇ કુડુ આલંબન લઇ મિથ્યાભાવ વરતાવ્યો હોય તે કિંચિત્ મિથ્યાભાવ રૂપ આશાતનાએ કરીને

**મણ દુક્કડાએ વય દુક્કડાએ,**—મન સંબંધી પાપ તે રૂપ આશાતનાએ વચન સંબધી પાપ એટલે અસભ્યવચને કરી થયેલી આશાતનાએ કરી

**કાય દુક્કડાએ**—કાયા સંબંધી પાપ તે રૂપ આશાતનાએ કરી

**કોહાએ, માણાએ, માયાએ, લોભાએ**—ક્રોધે કરી, માને કરી, માયા એટલે કપટે કરી અને લોભે કરી

**સવ્વકાલિઆએ સવ્વમિચ્છોવયારાએ**—સર્વ કાળ સંબંધી અને સર્વ મિથ્યા ઉપચાર રૂપ, કુડ કપટ રૂપ આશાતનાએ કરીને

**સવ્વ ધમ્માઇક્કમણાએ આસાયણાએ**—સર્વ ધર્મ તે આઠ પ્રવચન માતા રૂપ ધર્મની કરણીને ઓળંગવા રૂપ આશાતનાએ કરીને

**જો, મે, અઇયારો, કઓ, તસ્સ ખમાસમણો**—જે મેં અતિચાર કર્યા હોય તે અતિચાર પ્રતે હે ક્ષમાશ્રમણ તમારી સમીપે

**પડિક્કમામિ, નિંદામિ, ગરિહામિ, અપ્પાણં, વોસિરામિ ॥૭॥**—

પ્રતિક્રમું છું નિંદુ છું, ગુરૂની સાખે ગરહુંછું=વિશેષે નિંદુંછું. દુષ્ટ પાપિષ્ટ આત્મા પ્રત્યે હું વોસિરાવું છું.

અહીંઆં બીજીવારને વાંદણે આવસિઆએ એ પદ ન કહેવું.

પદ.(પેં૮) ગુરૂ (૨૫) લઘુ (૨૦૧) સર્વવર્ણ (૨૨૬).

## ॥ अथ अतिचारनी आठ गाथा. ॥

નાણંમિ=જ્ઞાનને વિષે
દસણંમિ=દર્શનને વિષે
ચરણંમિ=ચારિત્રનેવિષે
તવંમિ=તપને વિષે
તહ=તેમજ
વીરિયંમિ=વીર્યને વિષે
આયરણં=આચરણ, વ્યાપાર
આયારો=આચાર
પંચહા=પાંચ પ્રકારે
ભણિઓ=કહ્યો
કાલે=કાલને વિષે
વિણયે=વિનયને વિષે
બહુમાણે=બહુમાને
ઉવહાણે=ઉપધાન
અનિન્હવણે=(ગુરૂ)નહી ઓળવવા
વંજણ=શુદ્ધ ઉચ્ચાર
અથ્થ=અર્થ
તદુભયે=તે બે

અટ્ઠવિહો=આઠ પ્રકારે
નિસ્સંકિઅ=શંકારહીત
નિકકંખિઅ=વાંછારહીત
નિવ્વિતિગિચ્છા=ફ-લના સંદેહ રહિત
અમૂઢદિટ્ઠીઅ=અમૂઢદ્રષ્ટિ
ઉવવૂહ=પ્રશંસા કરવી
થિરીકરણે=સ્થિર કરવું
વચ્છલ=ભક્તિભાવ, મૈ-ત્રીભાવ
પ્પભાવણે=પ્રભાવના
પણિહાણ=પ્રણિધાન
જોગ=યોગ
પંચહિં=પાંચવડે
સમિઇહિં=સમિતિવડે
તિહિં=ત્રણવડે
ગુત્તીહિં=ગુપ્તિઓવડે
ચરિત્તાયારો=ચારિત્રા-ચાર
નાયવ્વો=જાણવો

બારસ=બાર
વિહિંમિ=પ્રકારને વિષે
તવે=તપનેવિષે
સબ્ભિંતર=અભ્યંતરસાથે
બાહિરે=બાહ્યને વિષે
કુસલ=તીર્થંકરોએ
દિટ્ઠે=પ્રકાસ્યું
અગિલાઇ=દુગંછારહીત
અણાજીવિ=આજીવિકા રહીત
સો=તે
તવાયારો=તપાચાર
અણસણં=અનશન
ઊણોયરિયા=ઊણોદરી
વિત્તી=વૃત્તી, આજીવિકા
સંખેવણં=સંક્ષેપ, સં-કોચ
રસ=રસ
ચ્ચાઓ=ત્યાગ
કિલેસો=કલેશ,દમવું

| | | |
|---|---|---|
| સંલીણયા=સંલીનતા | ઉસ્સગ્ગો=કાઉસ્સગ્ગ | પડિક્કમઈ=ઉદ્યમ કરેછે |
| બજ્ઝો=બાહ્ય | અબ્ભિંતરઓ=અભ્યંતર | જહુત્તં=યથોક્ત |
| પાયચ્છિત્તં=પ્રાયશ્ચિત | અણિગૂહિઅ=અણુઢાંકેલું | આઉત્તો=સાવધાન થકો |
| વિણઓ=વિનય | બલ=બલ | જુંજઈ=જોડે |
| સજ્ઝાઓ=સજ્ઝાય | | જહાથામં=યથાશક્તિ |
| ઝાણું=ધ્યાન | | |

**નાણંમિ દંસણંમિઅ**—જ્ઞાનને વિષે, દર્શનને વિષે

**ચરણંમિ, તવંમિ, તહયવીરિયંમિ**—ચારિત્રને વિષે, વળી તપને વિષે, તેમજ વીર્યને વિષે

**આયરણંઆયારો**—જે આચરણ એટલે વ્યાપાર તેને આચાર કહીયે.

**ઇઅએસો પંચહા ભણિઓ ॥ ૧ ॥**—એ પ્રકારે એ પ્રત્યક્ષ પાંચ પ્રકારે આચાર તે શ્રી તીર્થંકરે કહ્યો છે. ॥ ૧ ॥

**કાલે વિણએ બહુમાણે**—કાલને વિષે એટલે જે કાલે જે ભણવાનું હોય તેજ ભણવું તેને કાલ કહીએ બીજુ વિણએ કહેતાં જ્ઞાનીનો વિનય વંદનાદિક કરવું, જ્ઞાની તથા જ્ઞાનને વિષે બહુમાન કરવું.

**ઉવહાણે તહય નિણ્હવણે**—ઉપધાન વહેવું તેમજ વિદ્યાગુરૂ તેને વિસારવા નહિ.

**વંજણ અથ્થ તદુભએ**—સુત્ર, અક્ષર શુદ્ધ ભણવો, અર્થ શુદ્ધ ભણવો, તે બે શુદ્ધ ભણવાં

**અઠ્ઠવિહોનાણમાયારો ॥ ૨ ॥**—એ આઠ પ્રકારે જ્ઞાનાચાર જાણવો.

**નિસ્સંકિઅ, નિક્કંખિખઅ**—નિઃશંકિત=વિતરાગના વચનમાં શંકા ન કરવી નિઃકાંક્ષિત=જીન મત વિના બીજા મતની ઇચ્છા કરવી નહી

**નિવ્વિત્તિગિચ્છા અમૂઢ દિઠ્ઠીઅ**—નિર્વીતિગિચ્છા=સાધુ, સાધવીના મેલાં વસ્ત્ર દેખી દુર્ગંછા, નિંદા કરવી નહિ, અમૂઢદૃષ્ટિ=બીજા મતના લોકનો ચમત્કાર દેખી એ મતમાં કાંઇકછે એમ વિચારવું નહી, તથા જીનમતના

નવ તત્વમાં પ્રવિણ હોવું તે.

**ઉવવૂહ થીરિકરણે**—ઉપબૃંહક=સમકિત ધારી ગુણવંતના, અલ્પ ગુણની શ્રદ્ધા પુર્વક પ્રશંસા મોઢે પ્રકાસવી તે, સ્થિરિકાર=જીન મતથી પડતા પ્રાણીને સ્થિર કરનાર

**વચ્છલ પ્પભાવણે, અઠ્ઠ ॥ ૩ ॥**—વચ્છલ=સાધર્મિકની વિશેષ ભક્તિ કરવી તથા સર્વ જીવોનેવિષે મૈત્રીભાવ રાખે તે, પ્રભાવિક=બીજા ધર્મના લોક જીન ધર્મની અનુમોદના કરે એવાં કામ કરવાં. એ આઠ લક્ષણ દર્શનાચારનાં જાણવાં.

**પણિહાણ જોગજુત્તો**—પ્રાણિધાન=એકાગ્ર સાવધાનપણે કરી, મન વચન કાયાના યોગ સવ ચારિત્ર પાળવાને વિષે યુક્ત હોય એવો

**પંચહિં સમિઇહિંતિહિં ગુત્તીહિં**—પાંચ સમિતિ તથા ત્રણ ગુપ્તિ તેણે કરી

**એસચરિત્તાયારો**—એ ચારિત્રાચાર

**અટ્ઠવિહો હોઇ નાયવ્વો ॥ ૪ ॥**—એ આઠ પ્રકારે છે તે જાણવું.

**બારસવિહંમિવિ તવે**—બાર વિધ તપને વિષે નિશ્ચે

**સભ્ભિંતર બાહિરે કુસલદિટ્ઠે**—છ ભેદ અભ્યંતર અને છ ભેદ બાહ્ય સહિત છે વળી તીર્થંકરોએ પ્રકાસ્યું છે એવા તપને વિષે

**અગિલાઈ અણાજીવી**—દુર્ગંછા ભાવ રહિત છે, વળી અશનાદિક આજી-વિકાએ કરી રહિત છે એટલે હું જો તપ કરૂં તો પેટ ભરાઈ ચાલે એવી બુદ્ધિથી તપ ના કરવો

**નાયવ્વો સો તવાયારો ॥ ૫ ॥**—તે તપ્પાચાર જાણવો.

**અણસણ મૂણોયરિયા**—અનશનતપ=ચાર આહારનો ત્યાગ થોડા કાળસુધી અથવા જાવજીવ સુધી કરવો તે, ઉનોદરિકા=વસ્ત્રપાત્ર ઓછા કરતાં અથવા ખપ હોય તે કરતાં પાંચ સાત કોળીઆ ઓછા જમવા તે

**વિત્તી સખેવણં રસચ્ચાઓ**—વૃતિ સંક્ષેપ તપ=આજીવિકાનો સંક્ષેપ

કરવો અને રસનો ત્યાગ કરવો

**કાયકિલેસોસંલ્લીણયાય**—કાયોત્સર્ગ કરવો=કાયાને દમવી; વિષયકષાયને ઉદીરવા નહી, અંગોપાંગ કુકડીની પેઠે સંવરી રાખવા તેને સંલીનતા તપ કહીએ

**બજ્ઝો તવો હોઇ ॥ ૬ ॥**—એ બાહ્ય તપ છે.

**પાયચ્છિત્તં વિણઓ**—પ્રાયશ્ચિત તપ=અપરાધ કરેલો હોય તેની ગુરૂપાસે •આલોયણ લેવી તે; વિનય તપ=ગુરૂનો વિનય તથા ભક્તિ સાચવવી

**વેયાવચ્ચંતહેવ સજ્ઝાઓ**—વૈયાવૃત્ય તપ=ગુરૂને આહારાદીક લાવી આપવા, પગ ચાંપવા વિગેરે વૈયાવચ કરવી તે; તેમજ વળી સઝાય=ભણવું ઇત્યાદી પાંચ પ્રકારનો સ્વાધ્યાય

**ઝાણં ઉસ્સગ્ગો વિઅ**—ધ્યાનતપ=શુભ ધ્યાનનું ધ્યાવવું; ઉત્સર્ગ તપ=કર્મ ક્ષય અર્થે કાઉસગ્ગ કરવો; નિશ્ચે•

**અબ્ભિંતર ઓ તવો હોઇ ॥ ૭ ॥**—એ ૭ પ્રકારે અભ્યંતર તપછે.

**અણિગૂહિઅ બલ વીરિઓ**—અણઢાંકેલું પ્રગટ વીર્ય જેનું

**પડિક્કમઇ જો જહુત્તમાઉત્તો**—જે યથોક્ત=શ્રી તિર્થંકર દેવે કહ્યું છે તેમ ખેદ નહી પામતો ધર્મ વિશે સાવધાન થકો ઉદ્યમ કરે

**જુંજઇ અ જહા થામં**—પોતાના બળના અનુસારે યથાશક્તિ પ્રમાણે જોડે અટલે લાગે, ધર્મ કાર્યને વિશે.•

**નાયવ્વો વીરિઆયારો ॥ ૮ ॥**—એ વીર્યાચાર જાણવો.

## •अथ इच्छामि ठामि काउस्सग्गं.

| | | |
|---|---|---|
| **જો**=જે | **કઓ**=કર્યો | **ઉમગ્ગો**=અવળામાર્ગથી |
| **મે**=મહારે જીવે | **કાઇઓ**=કાયા સંબંધી | **અકપ્પો**=અવિધિથી કરેલું |
| **દેવસિઓ**=દિવસ સંબંધી. | **વાઇઓ**=વચન સંબંધી | **અકરણિજ્જો**=નહીં કરવા યોગ્ય |
| **અઇયારો**=અતિચાર | **માણસિઓ**=મનસંબંધી | |
| | **ઉસ્સુત્તો**=ઉત્સૂત્રસંબંધી | |

| | | |
|---|---|---|
| દુજ્જાઓ=દુર્ધ્યાન | પાઉગ્ગો=પ્રાયોગ્ય,ઉચિત | કસાયાણં=કષાયોનો |
| દુવિચિંતિઓ=માઠું કાર્ય વિચારવું | નાણે=જ્ઞાનને વિષે | પંચણ્હં=પાંચ(નો) |
| અણાયારો=અનાચાર | દંસણે=દર્શનને વિષે | અણુવ્વયાણં=અણુવ્રતોનું |
| અણુ=નહીં | ચરિત્તાચરિત્તે=દેશવિરતિ ચારિત્રને વિષે | ગુણવ્વયાણં=ગુણવ્રતોનું |
| ઇચ્છિયવ્વો=ઇચ્છવા યોગ્ય | સુએ=સૂત્રને વિષે | સિખ્ખા=શિક્ષા |
| અ=નહીં | તિણ્હં=ત્રણ (નું) | બારસ=બાર |
| સાવગ=શ્રાવક | ગુત્તિણં=ગુપ્તિઓના | વિહસ્સ=પ્રકારના |
| | ચઉણ્હં=ચાર (ના,માં) | ખંડિયં=ખંડયું |
| | | વિરાહિયં=વિરાધ્યું |

ઇચ્છાકારેણ સંદિસહ ભગવાન્—પોતાની ઇચ્છાએ કરીને આજ્ઞા કરો હે ભગવંત;

દેવસિઅં આલોઉં—દિવસ સંબંધી જે અતિચાર તેપ્રત્યેઆલોચું=પ્રકાશું

ઇચ્છં આલોએમિ—આ રીતે પ્રકાશું છું. [કીધો હોય

જોમે દેવસિઓ અઇયારો કઓ—જે મારે જીવે દિવસ સંબધી અતિચાર

કાઇઓ વાઇઓ માણસિઓ—કાયા સંબંધી વચન સંબંધી અને મન સંબંધી

ઉસ્સુત્તો ઉમ્મગ્ગો અકપ્પો—ઉત્સૂત્ર એટલે જિનાગમથી વીરૂદ્ધ બોલવાથી તથા ઉન્માર્ગથી અવિધીથી

અકરણિજ્જો દુજ્જાઓ—અકરણીય=નહીં કરવા યોગ્ય એવો, જે કાંઇ અતિચાર તથા દુર્ધ્યાન તે માઠા ધ્યાનનું ધ્યાવવું

દુવિચિંતિઓ અણાયારો—દુષ્ટ કાર્યને મનમાં ચિંતવવું તે માટેજ અનાચાર=જે થકી વ્રતાદીકનો સર્વથા ભંગ થાય તે માટેજ

અણિચ્છિઅવ્વો અસાવગ પાઉગ્ગો—જે ઇચ્છવાયોગ્ય નથી તે માટેજ શ્રાવકને ઉચીત નથી. એ રીતે સર્વ મન સંબંધી અતિચાર

**નાણે દંસણે ચરિત્તા ચરિત્તે**—જ્ઞાનનેવિષે, દર્શનનેવિષે કંઇક વિરતીરૂપ, કંઇક અવિરતિરૂપ એવું જે દેશવિરતિરૂપ શ્રાવકનું ચારિત્ર તેને વિષે

**સુએસામાઇએ તિન્હં ગુત્તીણં**—શ્રુતસિદ્ધાંતને વિષે, સામાઈકને વિષે, ત્રણ ગુપ્તિને વિષે

**ચઉન્હં કસાયાણં**—ક્રોધ, માન, માયા, લોભ એ ચાર કષાયે કરી.

**પંચન્હ મણુવ્વયાણં**—પાંચ અણુવ્રત માંહેથી

**તિન્હં ગુણવ્વયાણં, ચઉન્હં સિખ્ખા વયાણં**—ત્રણ ગુણવ્રત માંહેથી તથા ચાર શિક્ષાવ્રત માંહેથી

**બારસવિહસ્સ સાવગધમ્મસ્સ**—એ બાર પ્રકારના વ્રત રૂપ જે શ્રાવક ધર્મ તે માંહેથી

**જંખંડિઅં જંવિરાહિઅં**—જે ખંડ્યું=દેશ થકી ભાગ્યું અને જે વિરાધ્યું=સર્વ થકી ભાગ્યું હોય

**તસ્સ મિચ્છામિ દુક્કડં**—તેનું પાપ મારે મીથ્યા થાઓ.

ગુરૂ (૨૫) લઘુ (૧૩૭) સર્વવર્ણ (૧૬૮)

## अथ सात लाख.

**પૃથ્વીકાય**=માટી પાષાણાદિકના જીવ
**અપ્પકાય**=પાણીનાજીવ
**તેઉકાય**=અગ્નિના જીવ
**વાઉકાય**=વાયરાના જીવ
**પ્રત્યેક**=એક શરીરમાં એક જીવવાળી
**સાધારણ**=એક શરીરમાં અનંત જીવવાળી
**વનસ્પતિકાય**=શાક,ભાજીપાલા વિગેરેના જીવ
**યોનિ**=ઉત્પત્તિસ્થાન.
**હણ્યો**=માર્યો
**હણાવ્યો**=મરાવ્યો
**અનુમોદ્યો**=વખાણ્યો

**સાત લાખ પૃથ્વીકાય, સાત લાખ અપ્પકાય, સાત લાખ તેઉકાય, સાત લાખ વાઉકાય, દશ લાખ પ્રત્યેક વનસ્પતિકાય, ચૌદ લાખ સાધારણ વનસ્પતિકાય, બે લાખ બેઇંદ્રિય, બે લાખ તેઇંદ્રિય, બે લાખ ચૌરેંદ્રિય, ચાર લાખ દેવતા, ચાર લાખ નારકી, ચાર લાખ તિર્યંચપંચેદ્રિય, ચૌદ લાખ મનુષ્ય, એવંકારે**

(એ પ્રમાણે) ચોરાશી લાખ જીવાયોનિ માંહે માહારે જીવે જે કોઈ જીવ હણ્યો હોય, હણાવ્યો હોય, હણતાં (મારતાં) પ્રત્યે અનુમોદ્યો (વખાણ્યો) હોય, તે સર્વે મને, વચને, કાયાએ કરી તસ્સ મિચ્છામિ દુક્કડં ॥ ઇતિ ॥ (એનો અર્થ સુગમ છે.)

## अथ अढार पाप स्थान.

| | | |
|---|---|---|
| પ્રાણાતિપાત=જીવહિંસા | લોભ=તૃષ્ણા | અરતિ=દુઃખ |
| મૃષાવાદ=જૂઠું બોલવું | રાગ=હેત | પર=પારકી |
| અદત્તાદાન=ચોરી | દ્વેષ=તિરસ્કાર | પરિવાદ=નિંદા |
| મૈથુન=વિષયસેવવોરિવું | કલહ=કજીઓ | માયામૃષાવાદ=કપટ સાથે જૂઠ |
| પરિગ્રહ=ધન, ધાન્ય સંઘ· | અભ્યાખ્યાન=આળ ચઢાવવું. | મિથ્યાત્વ=દેવગુરૂ ધર્મ ની અશ્રદ્ધા |
| ક્રોધ=ગુસ્સો | પૈશુન્ય=ચાડી | શલ્ય=સાલ |
| માન=અહંકાર | રતિ=સુખ | |
| માયા=કપટ | | |

પહેલે પ્રાણાતિપાત, બીજે મૃષાવાદ, ત્રીજે અદત્તાદાન ચોથે મૈથુન, પાંચમે પરિગ્રહ, છઠ્ઠે ક્રોધ, સાતમે માન; આઠમે માયા; નવમે લોભ, દસમે રાગ, અગિયારમે દ્વેષ. બારમે કલહ. તેરમે અભ્યાખ્યાન, ચૌદમે પૈશુન્ય, પન્નરમે રતિઅરતિ, સોળમે પરપરિવાદ, સત્તરમે માયા મૃષાવાદ, અઢારમે મિથ્યાત્વશલ્ય એ અઢાર પાપસ્થાનક માંહે માહારે જીવે જે કોઇ પાપ સેવ્યું હોય, સેવરાવ્યું હોય સેવતાં પ્રત્યે અનુમોદ્યું હોય તે સર્વે મને, વચને, કાયાએ કરી તસ્સ મિચ્છામિ દુક્કડં ॥

## अथ देवसिअ पडिक्कमणे ठाउं.

| | | |
|---|---|---|
| સવ્વસ્સ=સર્વને | દુબ્ભાસિઅ=માઠું બોલેલું | ઇચ્છાકારેણ |
| દુચ્ચિંતિઅ=માઠું ચિંતવેલું | દુચ્ચિઠ્ઠિઅ=માઠી ચે· | ઇચ્છં=હું ઇચ્છુંછું |

સવ્વસ્સવિ, દેવસિઅ—સર્વે પણ દિવસ સંબંધી અતિચાર તે દુચ્ચિંતિઅ, દુબ્ભાસિય, દુચ્ચિટ્ઠિઅ, તસ્સમિચ્છામિદુક્કડં—દુશ્ચિંતિત તે માઠું ચિંતવેલું તે થકી, વળી દુર્ભાષીત જે ઉપયોગ રહિત ખોટું બોલવું તે થકી, વળી દુશ્ચેષ્ટિત એટલે ઉપયોગરહીત દુષ્ટ ચેષ્ટારૂપ પ્રવૃત્તિ કરવા થકી, જે અતિચાર લાગ્યો હોય તે મારૂં પાપ મિથ્યા થાઓ.

## अथ वंदिता सूत्र.

વંદિત્તુ=વાંદીને
સવ્વ=સર્વે
સિદ્ધે=સિદ્ધોને
ધમ્માયરિયે=ધર્માચાર્ય
અ=અને, વળી
અઇયારસ્સ=અતિચારને
સુહુમો=સૂક્ષ્મ
બાયરો=બાદર, મોટા
નિંદે=નિંદુછું
દુવિહે=બે પ્રકારના
પરિગ્ગહંમિ=પરિગ્રહને વિષે
સાવજ્જે=પાપસહિત, સાવદ્ય
બહુવિહિઅ=ઘણા પ્રકારના
આરંભે=આરંભને વિષે
કારાવણે=કરાવવાથી
કરણે=કરવાથી
પડિક્કમે=પ્રતિક્રમુંછું.
દેસિઅં=દિવસસંબંધી
બદ્ધં=બાંધ્યું હોય
ઇંદિએહિં=ઇંદ્રિયોવડે
ચઉહિં=ચાર (વડે)
કસાએહિં=કષાયોવડે
અપ્પસત્થેહિં=માઠા ભાવે કરીને
રાગેણ=રાગે કરીને
દોસેણ=દ્વેષે કરીને
આગમણે=આવતાં
નિગ્ગમણે=જતાં
ઠાણે=સ્થાનકે
ચંકમણે=ફરતાં
અણાભોગે=અનુપયોગે
અભિઓગે=આગ્રહથી
નિઓગે=આજ્ઞાથી
સંકા=શંકા
કંખ=કાંક્ષા, ઇચ્છા.
વિગિચ્છા=ફલનો સંદેહ, દુગંછા.
પસંસ=વખાણ, પ્રશંસા
સંથવો=સ્તુતિ
કુલિંગાસુ=મિથ્યાતીને વિષે.
સમ્મતસ્સ=સમકિતના
છક્કાય=છ કાય
સમારંભે=આરંભનેવિષે
પયણે=રાંધવામાં
પયાવણે=રંધાવતાં
દોસા=દોષો
અત્તટ્ઠા=પોતાને અર્થે
પરટ્ઠા=પારકાને અર્થે
ઉભયટ્ઠા=બેને અર્થે
ચેવ=નિશ્ચે
થુલગ=મોટા
અણુવ્વયંમિ=અણુવ્ર-

| | | |
|---|---|---|
| નત્તે વિષે | ઇહ્થ=અહીઆં | અઇ=અતિ, ઘણાં |
| પાણાઇવાય=પ્રાણાતિપાત | પ્પસંગેણ=પ્રસંગવડે | ભારે=ભારવડે |
| વિરઇઓ=વિરતિથી | વહ=વધ | ભત્ત=ખોરાક |
| આયરિઅં=ઓલંઘવું, આચર્યું | બંધ=બાંધવું | પાણ=પાણી |
| | છવિ=શરીરનાં અંગ | વુચ્છેએ=અંતરાય |
| અપ્પસથ્થે=માઠાભાવે | ચ્છેએ=છેદવાથી | વયસ્સ=વ્રતના |

**વંદિત્તુ સવ્વસિદ્ધે**—સર્વજ્ઞ એવા તિર્થંકર તેમને તથા સિદ્ધ ભગવાનને

**ધમ્માયરિએ અ સવ્વસાહૂઅ**—ધર્માચાર્ય તથા ઉપાધ્યાય તથા સર્વ સાધુ મુનિરાજને વાંદીને નમસ્કાર કરીને

**ઇચ્છામિ પડિક્કમિઉં, સાવગ ધમ્માઇઆરસ્સ ॥ ૧ ॥**—શ્રાવક ધર્મને વિષે લાગેલા અતિચાર થકી નિવર્તવાને હું ઇચ્છુછું ॥ ૧ ॥

**જો મે વયાઇઆરો, નાણે તહ દંસણે ચરિત્તે અ**—જે મારે વ્રતોના અતિચાર જ્ઞાનને વિષે તથા દર્શનને વિષે તથા ચારિત્રને વિષે અને ચ શબ્દ થકી તપાચાર તથા વીર્યાચારને વિષે

**સૂહુમો અ બાયરો વા, તંનિંદેતંચગરિહામિ ॥ ૨ ॥**—સુક્ષ્મ તથા બાદર કે પ્રગટ જાણવામાં આવે તેવો જે કોઈ અતિચાર લાગ્યો હોય તેને હું નિંદુ છું તથા ગુરૂ સમક્ષ ગહું છું. ॥ ૨ ॥

**દુવિહે પરિગ્ગહંમિ, સાવજ્જેબહુવિહે અ આરંભે**—બે પ્રકારના પરિગ્રહ છે તેની ઉત્પત્તિનું કારણ સાવદ્ય=પાપ સહીત એવો વળી બહુ વિધ=અનેક પ્રકારનો આરંભ તેને

**કારાવણે અ કરણે, પડિક્કમે દેસિઅં સવ્વં ॥ ૩ ॥**—પોતે કરવા થકી તથા બીજા પાસે કરાવવાથી તથા કરતાંને અનુમોદવા થકી જે અતિચાર લાગ્યો હોય તે દિવસ સંબંધી અતિચાર પ્રત્યે હું પ્રતિક્રમુંછું.

**જંબદ્ધમિંદિએહિં, ચઉહિંકસાએહિંઅપ્પસત્થેહિં**—જે બાંધ્યું હોય, ઇંદ્રીઓવડે કરી, ચાર કષાયવડે કરી, તથા માઠા ભાવે કરી

**રાગેણ વ દોસેણ વ, તં નિંદે તં ચ ગરિહામિ ॥ ૪ ॥**—રાગે કરી અથવા દ્વેષે કરી તેને નિંદુ છું તથા ગુરૂ સાખે ગર્હુંછું.

**આગમણે નિગ્ગમણે,**—આવવા જવામાં

**ઠાંણે ચંકમણે અણાભોગે,**—મિથ્યાત્વીને સ્થાનકે ઉભું રહેતાં, ત્યાં આમ તેમ ફરતાં, અનુપયોગ થકી

**અભિંઓગે અ નિઓગે**—રાજાના આદેશ તથા ઘણા લોકના આગ્રહ થકી, વળી પરાધીન આજીવિકા ચલાવતાં (જેની ચાકરી કરીએ) તેની આજ્ઞા થકી મિથ્યાદૃષ્ટિ સંબંધી રથયાત્રા પ્રમુખ જોવાને અર્થે જે કરતું પડે તેથી જે અતિચાર લાગે તે

**પડિક્કમે દેસિઅં સવ્વં ॥ ૫ ॥**—દીવસ સંબંધી સર્વને પ્રતિક્રમુંછું.

**સંકા કંખ વિગિચ્છા**—જીન વચનમાં શંકા=સંદેહ, પરમતવાળાનો થોડો ગુણ દેખી તે ઉપર કાંક્ષા=અભિલાષ ઉપજે, સાધુ સાધવીના વસ્ત્ર મેલાં દેખી દુર્ગંછા કરે

**પસંસ તહ સંથવો કુલિંગીસુ**—કુલિંગી મિથ્યાત્વીને વિષે પ્રશંસા=વખાણ કરે તથા સંસત્વ પરિચય કરે

**સમ્મત્તસ્સ ઈઆરે**—સમકીતના પાંચ અતિચાર જાણવા તે આશ્રયીને જે

**પડિક્કમે દેસિઅં સવ્વં ॥ ૬ ॥**—દીવસ સંબંધી પાપ બાંધ્યું તે સર્વ પડિક્કમુંછું ॥ ૬ ॥

**છક્કાય સમારંભે**—પૃથ્વીકાયાદિક છકાય જીવોના આરંભમાં

**પયંણે અ પયાવણે અ જે દોસા**—પોતે રાંધતાં વળી બીજા પાસે રંધાવતાં વળી રાંધતાને અનુમોદતાં જે દોષ

**અત્તટ્ઠાંય પરટ્ઠા**—પોતાને અર્થે અથવા પરને અર્થે

**ઉભયટ્ઠા ચેવ તંનિંદે ॥ ૭ ॥**—તે બેઉને અર્થે કરવામાં જે દોષ લાગ્યો હોય તે નિશ્ચય હું નિંદુ છું ॥ ૭ ॥

**પંચન્હમણુવ્વયાણં**—પાંચ અણુવ્રત[1] તેને વિષે

**ગુણવ્વયાણં ચ તિન્હમઇયારે**—અને ત્રણ[2] ગુણવ્રતને વિષે અતિચાર લાગ્યા હોય

**સિક્ખાણં ચ ચઉન્હં**—ચાર શિક્ષા વ્રતને વિષે વળી તપસંલેખણાદીને વિષે અતિચાર લાગ્યો હોય તે સર્વે

**પડિક્કમે દેસિયં સવ્વં ॥૮॥**—દીવસ સંબંધી અતિચારને હું પડિક્કમુછું.

**પઢમે અણુવ્વયંમિ**—પહેલા અણુવ્રતને વિષે

**થુલગ પાણાઇવાય વિરઇઓ**—સ્થુલ=મોટા બાદર ત્રસ જીવ સંબંધી પ્રાણનો અતિપાત=વિનાશ તેની વિરતિ=નિવૃત્તિ તે થકી

**આયરિઅમપ્પસત્થે**—જે દોષ=માઠા ભાવ હુએ છતે આચર્યો=સેવ્યો હોય

**ઇત્થપમાય પ્પસંગેણં ॥ ૯ ॥**—આ વ્રતને વિષે પ્રમાદના પ્રસંગથી સેવ્યો હોય તે આગલી ગાથામાં પડિક્કમીશ.

**વહ બંધ છવિચ્છેએ**—વધ=મારવું, બંધ=દોરડાદિકે બાંધવું, છવિચ્છેદ=બળદાદિકના શરીરના અવયવને છેદવાં

**અઇભારે ભત્તપાણ વુચ્છેએ**—ઘણો ભાર ભર્યો, ભાત પાણીનો અંતરાય કર્યો.

**પઢમ વયસ્સ ઇઆરે**—પહેલા વ્રતના અતિચાર મધ્યે જે અતિચાર

**પડિક્કમે દેસિઅં સવ્વં ॥ ૧૦ ॥**—દિવસ સંબંધી લાગ્યો હોય તે સર્વે હું પડિક્કમું છું ॥ ૧૦ ॥

---

૧–૧ પ્રાણાતિપાત વિરમણ, મૃષાવાદ વિરમણ, અદત્તાદાન વિરમણ, મૈથુન વિરમણ, પરિગ્રહ પરિમાણ, ૨ દિગ્વિરમણ ભોગોપભોગ વિરમણ, અનર્થદંડ વિરમણ. ૩ સામાયક વ્રત દિશાવગાસિક, પોષધોપવાસ, અતિથિ સંવિભાગ.

બીએ=બીજા (માં)
પરિ=સમસ્તપ્રકારે, અતિશય.
અલિય=જૂઠું.
વયણ=વચન
સહસ્સા=અણવિચાર્યું
રહસ્સ=છાનું
દારે=સ્ત્રી
મોસ=મૃષા, જૂઠો
ઉવએસે=ઉપદેશે
કૂડ=જૂઠા
લેહે=લેખને વિષે
તઇએ=ત્રીજા (માં)
પર=પારકું
દવ્વ=દ્રવ્ય, ધન
તેન=ચોરે
આહડ=ચોરી આણેલી
પ્પઓગે=પ્રયોગે
તપ્પડિરૂવ=તત્પ્રતિરૂપ, તેના જેવી
વિરૂદ્ધ=ઉલટું
ગમણે=આચરવામાં

તુલ=તોલ
માણે=માપ
ચઉત્થે=ચોથા (માં)
પરદાર=પરસ્ત્રી
અ=નહી
પરિગ્ગહિઆ=પરણેલી, રાખેલી
ઇત્તર=ઇત્વર, થોડા કાળને વાસ્તે રાખેલી
અણંગ=કામક્રીડા
વિવાહ=વિવાહ
તિવ્વ=તિવ્ર, આકરો
અણુરાગે=અનુરાગ, અભિલાષ
ઇત્તો=એ ઉપરાંત
પંચમંમિ=પાંચમામાં
અપ્પસત્થંમિ=માઠા(માં)
પરિમાણ=પરિમાણ
પરિચ્છેએ=ઓળંગવાથી
ધણ=ધન
ધન્ન=ધાન્ય
ખિત્ત=ખેતર

વત્થુ=ઘર, હાટ(વાસ્તુ)
રૂપ્પ=રૂપું
સુવન્ને=સોનું
કુવિઅ=હલકી ધાતુ
દુપયે=બે પગવાળામાં
ચઉપ્પય=ચાર પગવાળા.
ગમણસ્સ=જવાનાં
ઉ=તો
દિસાસુ=દિશાઓમાં
ઉડ્ઢં=ઉંચી
વુડ્ઢિ=વૃદ્ધિ, વધારો
સઇ=સ્મૃતિ, યાદિ
અંતરદ્ધા=માર્ગમાં
મજ્જંમિ=મદિરા, દારૂ (માં)
મંસંમિ=માંસ (માં)
પુપ્ફે=ફુલમાં
ફલે=ફલમાં
ગંધ=સુગંધી પદાર્થ
મલ્લે=માલા
ઉવભોગ=ઉપભોગ
પરિભોગે=પરિભોગ

બીએ અણુવ્વયંમિ—બીજા અણુવ્રતને વિષે
પરિથૂલગ અલિઅવયણ વિરઇઓ,—અતિશયે કરી મોટા અલિકવચન જે જુઠું તેની વિરતી થકી

**આયરિય મપ્પસથ્થે**—માઠા ભાવે જે કાંઇ આચર્યું હોય

**ઇથ્થ પમાય પ્પસંગેણું ॥ ૧૧ ॥**—આ વ્રતમાં પ્રમાદના પ્રસંગવડે જે દોષ લાગ્યો તે આગલી ગાથામાં પડિક્કમીશ

**સહસ્સા રહસ્સ દારે**—સહસાત્કારે, એકાંતે સ્ત્રીની ગુપ્ત વાત બીજાને કહેવાથી

**મોસુવએસેઅ કૂડલેહેઅ**—ખોટા ઉપદેશ અને જુઠાં ખત વિગેરે લેખથી

**બીઅ વયસ્સ ઇઆરે**—બીજા વ્રતના અતિચાર વિષે જે કોઇ અતિચાર

**પડિક્કંને દેસિયં સવ્વં ॥ ૧૨ ॥**—લાગ્યો હોય તે દિવસ સંબંધી અતિચારને હું પડિક્કમું છું ॥ ૧૨ ॥

**તઇએ અણુવ્વયંમિ**—ત્રીજા અણુવ્રતને વિષે

**થૂલગ પરદવ્વહરણવિરઇઓ**—મોટી પારકા ધનની ચોરીની વિરતિથકી

**આયરિયમપ્પસથ્થે**—માઠા ભાવે આચરવાથી

**ઇથ્થ પમાયપ્પસંગેણું ॥ ૧૩ ॥**—પ્રમાદના પ્રસંગવડે આ વ્રતને વિષે જે અતિચાર લાગ્યો હોય તે આવતી ગાથામાં પડિક્કમીશ.

**તેના હડપ્પઓગે**—ચોરની હરણ કરેલી વસ્તુ સોંધી જાણી લેવાથી ચોરને સહાય આપવાથી

**તપ્પડિરૂવે વિરૂદ્ધ ગમણેઅ**—ખોટી વસ્તુને ખરીના જેવી કરી વેચવાથી દાણચોરી પ્રમુખ રાજ વિરૂદ્ધ આચરવું તેથી [લાગ્યો હોય તે

**કૂડતુલ કૂડમાણે**—ખોટું તોલ તથા ખોટું માપ રાખવાથી જે અતિચાર

**પડિક્કમે દેસિઅં સવ્વં ॥ ૧૪ ॥**—સર્વ દીવસ સંબંધી અતિચારને પડિક્કમું છું. ॥ ૧૪ ॥

**ચઉથ્થે અણુવ્વયંમિ**—ચોથા અણુવ્રતને વિષે

**નિચ્ચં પરદાર ગમણ વિરઇઓ**—નિત્ય હમેશાં પરસ્ત્રીની સાથે ગમન એટલે કામ ભોગ ભોગવવાની વિરતીને

**આયરિઅ મપ્પસથ્થે**—અસુભ ભાવે કરી આચરવાથી

**ઇથ્થ પમાય પ્પસંગેણું ॥ ૧૫ ॥**—આ વ્રતમાં જે અતિચાર પ્રમાદના પ્રસંગથી લાગ્યો હોય તે આગલી ગાથામાં પડિક્રમીશ.

**અપરિગ્ગહિઆ ઇત્તર**—અપરિગ્રહીતા=બીજા કોઇએ નહિ ગ્રહણ કરેલી એટલે કુમારી અથવા વીધવા તેની સાથે મૈથુન સેવવું તે, કોઇએ વેસ્યા દીકને સ્ત્રીને ઠેકાણે રાખેલી તેની સાથે મૈથુન સેવવું તે બીજું.

**અણંગ વિવાહ તિવ્વ અણુરાગે**—કામ ક્રીડા પરસ્ત્રીની સાથે હાંસી વીગેરે કરવું, પોતાના છોકરાં શિવાય પારકાના વિવાહ કરવા, કરાવવા કામભોગને વિષે તિવ્ર અનુરાગ કરવો.

**ચઉથ્થ વયસ્સ ઇઆરે**—ચોથા વ્રતના અતિચારને વિષે

**પડિક્કમે દેસિયં સવ્વં ॥ ૧૬ ॥**—દિવસ સંબંધી સર્વ અતિચારને પડિક્રમું છું. ॥૧૬॥ [વ્રતને વિષે.

**ઇત્તો અણુવ્વએ પંચમંમિ**—એ ચોથું વ્રત કહ્યા બાદ પંચમા અણુ.

**આયરિઅમપ્પસથ્થંમિ**—અશુભ ભાવે કરી જે આચર્યો હોય.

**પરિમાણ પરિચ્છેએ**—પરિગ્રહના પરિમાણનો પરિચ્છેદ કરેથી

**ઇથ્થ પમાયપ્પસંગેણં ॥ ૧૭ ॥**—આ વ્રતને વિષે પ્રમાદના પ્રસંગથી જે અતિચાર થયો હોય તે આગલી ગાથામાં પડિક્રમીશ.

**ધણધન્નખિત્તવથ્થુ**—ધન, ધાન્ય, ખેતર, વાસ્તુ=ઘર હાટ વિગેરે.

**રૂપ્પ સુવન્ને અ કુવિઅ પરિમાણે**—રૂપુ, સેનું, અને કુપિત=થાળ વિગેરેનું પરિમાણુ નિયમ.

**દુપએ, ચઉપ્પયંમિ**—બે પગવાળા=દાસદાસી વિગેરે, ચાર પગવાળાં=ઢોર વિગેરે. પ્રમાણ ઉપરાંત રાખવાથી જે અતિચાર લાગ્યો હોય તે

**પડિક્કમે દેસિયં સવ્વં ॥ ૧૮ ॥**—સર્વ દીવસ સંબંધી અતિચારને હું પડિક્રમું છું.

**ગમણસ્સ ઉ પરિમાણે**—જવાના પરિમાણને વિષે

**દિસાસુઉડ્ઢં અહે અ તિરિઅંચ**—ઉંચે નીચે અને ત્રિછી દિશાઓમાં. જવાના નિયમથી વધારે જવું

**વુડ્ઢિસઇ અંતરદ્ધા**—એકદીશી ઘટાડી બીજી દીશી વધારવી તે ચોથો અતિચાર, મારગમાં યાદી જતી રહેવાથી નિયમથી વધારેલું એ પાંચમો અતિચાર તેમને
**પઢમંમિગુણવ્વએનિંદે ॥૧૯॥**—પ્રથમ ગુણવ્રતનેવિષે હું નિંદુછું.
**મજ્જંમિ અ મંસંમિઅ**—મદીરા અને વળી માંસ વળી બીજા પણ અભક્ષ=નહિ ખાવા યોગ્ય પદાર્થ
**પુપ્ફે અ ફલે અ ગંધ મલ્લેઅ**—ફુલ, ફળ અને વળી ગંધ બરાસ વિગેરે અને ફુલાદીકની માળા ભોગવવાથી
**ઉવભોગ પરિભોગે**—ઉપભોગ પરિભોગ નાગે
**બીઅમિ ગુણુવ્વએનિંદે ॥૨૦॥**—બીજા ગુણુવ્રતને વિષે જે અતિગાર લાગ્યો હોય તેને હું નિંદુ છું.

## ગાથા ૨૧ થી ૩૦ સુધી.

| | | |
|---|---|---|
| સચ્ચિત્તે=સચીત્ત | સુ=અત્યંત | દવ=દવ, અગ્નિ |
| પડિબદ્ધે=લાગેલી, વળગેલી | વજ્જએ=છોડે | દાણં=આપવું |
| | વાણિજ્જં=વેપાર | સર=સરોવર |
| અપોલ=કાચી | દંત=દાંત | દહ=ધરા, દ્રહ |
| દુપ્પોલિઅં=કાચુંપાકું | લખ્ખ=લાખ | તલાય=તલાવ |
| આહારે=ભક્ષણ | રસ=રસ | સોસં=શોષણ |
| તુચ્છ=હલકી | કેસ=વાળ | અસઇ=અસતિ |
| ઓસહિ=ઔષધિ | વિસ=ઝેર | પોસં=પોષણ |
| ભખ્ખણયા=ભક્ષણ | વિસયં=શસ્ત્રાદિકનો વિષય | વજ્જિજ્જા=વર્જવું |
| ઇંગાલિ=અંગાર કર્મ | | સથ્થ=શસ્ત્ર |
| વણ=વન કર્મ | ખુ=નિશ્ચે | અગ્ગિ=અગ્નિ |
| સાડી=શકટ કર્મ | જંત=યંત્ર | મૂસલ=સાંબેલું |
| ભાડી=ભાડું ખાવું | પિલ્લણ=પીલવાનું [કામ | જંતગ=યંત્ર(ઘંટીપ્રમુખ) |
| ફોડી=જમીન ફોડવી તે | નિલંછણં=નિર્દયપણાનાં | તણ=તરણાં |

કૂ=કાષ્ઠ.
મંત=મંત્ર
મૂલ=મૂળી, જડીબુટી
ભેસજજે=ઓસડ
દિન્ને=દેવા થકી
દવાવિએ=અપાવવામાં
વા=અથવા
ન્હાણુ=ન્હાવું, સ્નાન
ઉવટ્ટણ=પીઠીએમેલઉતારવો
વન્નગ=અલતો વગેરે
વિલેવણે=વિલેપન
સદ્દ=શબ્દ
વત્થ=વસ્ત્ર
આસણ=આસન
કંદપ્પે=કંદર્પ
કુક્કુઇએ=કુચેષ્ટ, ભાંડચેષ્ટા
મોહરિ=વાચાલપણું
અહિગરણ=ઘંટીપ્રમુખ
અધિકરણ
ભોગ=ભોગની વસ્તુ
અઇરિત્તે=અપથીવધારે
દંડંમિઅણટ્ઠાએ=અનર્થ દંડને વિષે
દુપ્પણિહાણે=દુઃપ્રણિધાન સાવદ્ય વેપાર
અણવટ્ઠાણે=અનવસ્થાન સામાયક બરાબર ન પારવું.
તહા=તથા
સઇ=સ્મૃતિ, યાદી
વિહૂણે=રહિત
વિતહ=ખોટું
આણવણે=અણાવવામાં
પેસવણે=મોકલવામાં
સદ્દે=શબ્દ કરવો
રૂવે=રૂપ દેખાડવું
પૂગ્ગલ=પુદ્ગલ
ઝખેવે=નાંખવું
દેસાવગાસિઅંમિ=દેશાવકાસિકમાં
સંથાર=શય્યાવિગેરે સંથારો
ઉચ્ચાર=ઝાડો પેશાબ પરઠવવો
વિહિ=વિધિ
ભોઅણ=ભોજન
આભોએ=ચિંતવવું
પોસહ=પોષધ
વિવરીએ=વિપરીતે
નિક્ખિવણે=મૂકવું
પિહિણે=ઢાંકવું
વવએસ=અપદેશકરવો ફેરફાર બોલવું
મચ્છરે=મત્સર, છપ્પા
અઇક્કમ=અતિક્રમ, ઓલંગવું
દાણે=દાનને વિષે

**સચ્ચિત્તે પડિબદ્ધે**—સર્વ સચ્ચિત્તનો ત્યાગ કરીને અથવા તેનું પરિમાણ કર્યું હોય તેથી પ્રમાદને લીધે વધારે સચ્ચિત વસ્તુનો આહાર કરવો તે, પેહેલો અતિચાર, પ્રતિબદ્ધ=સચ્ચિતની સાથે લાગેલી વસ્તુ જેમકે ઝાડ ઉપરથી ગુંદર ઉખેડી ખાવો તથા ગોટલીસહીત કેરી, ઠળીઆ સહીત રાયણ ખાવી તે સચ્ચિત પ્રતિબદ્ધ નામે બીજો અતિચાર તેને વિષે

**અપોલ દુપ્પોલિઅંચ આહારે**—રાંધ્યા વગર ( સચિત મિશ્રિત કાચી વસ્તુ જેવી કે તરતનો દળેલો તથા અણ ચાળેલો લોટ વગેરે ) પદાર્થ અને કાચાપાકા ઓળા, પુંખ, પાપડી વિગેરે ખાવા એ ચોથો અતિચાર

**તુચ્છોસહિ ભખ્ખણયા**—તુચ્છોષધિ ભક્ષણ=મગની કોમળ ફળી તથા બોર વીગેરે તુચ્છ વસ્તુ ખાવી તે પાંચમો અતિચાર, એ જેને સચ્ચિત વસ્તુ ખાવાનો નિયમ હોય તેને પાંચ અતિચાર સંભવે તેમાંનો કોઇ અતિચાર લાગ્યો હોય તે

**પડિક્કમે દેસિયં સવ્વં ॥ ૨૧ ॥**—સર્વ દીવસ સંબંધી અતિચારને હું પડિક્કમું છું.

**ઇંગાલી વણ સાડી**—અંગાર કર્મ=કુંભાર, ભાડભુંજા વિગેરેનું અગ્નિ સંબંધી કામ તે, વનકર્મ=વનસ્પતિ વગેરેનું ઉગાડવું તથા છેદવું ઇત્યાદીક, શકટ કર્મ=ગાડાં વિગેરે વેચે વેચાવે તે

**ભાડી ફોડી સુવ્વજ્જએ કમ્મં**—ભાટીક કર્મ=ઘોડા, ઉંટ, ઘર વિગેરે ભાડે આપવા, સ્ફોટીક કર્મ=કુવા, વાવ વગેરે ખોદવા ખોદાવવા એ પાંચ સામાન્ય કર્મ તે પ્રતે શ્રાવક અત્યંતપણે વર્જે ત્યાગ કરે

**વાણિજ્જં ચેવયદંત લખ્ખરસ કેસવિસવિસયં॥૨૨॥**—કુવાણીજ્ય= ખરાબ વેપાર વિષે કહેછે. જેવા કે દાંત, લાખ (કસુંબો હરતાળ વગેરે), રસ ( ગોળ, તેલ વગેરે ), કેસ તે ઘોડા ચમરી વીગેરેનો વેપાર અને વિષ ( અફીણ, સોમલ ) તથા વિષયાદીક=શસ્ત્રાદીકનો વિષય તે પાંચ કુવાણીજ્યને શ્રાવકે વર્જવા.

**એવં ખુ જંતપિલ્લણ**—એમ નિશ્ચે ઘટી, વીગેરે યંત્ર કર્મ અને શેરડી તલ, સરસવ પીલવાથી જે કર્મ લાગે તે યંત્ર પીલણ કર્મ કહીએ.

**કમ્મં નિલ્લંછણં ચ દવદાણં**—નાક. કાન, વીંધવા પ્રમુખ તથા બળદ પ્રમુખના નાક વીંધાવવાં તે વીગેરે નિર્લંછન કર્મ જાણવું અને ધર્મ બુદ્ધિએ અથવા બીજા હેતુથી અગ્નિદાન કરવું તે દવદાન.

**સર દહ તલાય સોસં**—સરોવર, દ્રહ અને તળાવ વગેરેને શોષણ કરવું.
**અસઈ પોસં ચ વજ્જિજ્જા ॥૨૩॥**—અસતિ પોષણ=હીંસક જીવોનું તથા વ્યભિચારી સ્ત્રી વગેરેનું પોષણ કરવું તે, એ પાંચ કર્મને નિશ્ચે કરી શ્રાવકે વર્જવાં.
**સત્થગ્ગિ મૂસલ જંતગ**—શસ્ત્ર, અગ્નિ, મુશળ, યંત્ર તે ઘંટી પ્રમુખ
**તણ કટ્ઠે મંત મૂલ ભેસજ્જે**—તૃણ=સાવરણી,ઇત્યાદી,કાષ્ટ—લાકડી ઇત્યાદી મંત્ર=તે સાપ ખીલવા પ્રમુખના જાણવા, મૂલ=નાગદમણી પ્રમુખ જડી બુટ્ટી. ભૈષજ્ય=ગોળો ચુરણ વિગેરે ઉપદ્રવકારી વસ્તુઓ જાણવી ઈત્યાદીક વસ્તુ દાક્ષીણતા ટાળી બીજાને
**દિન્નેદવાવિએવા**—આપવા થકી બીજા પાસે અપાવવા થકી (તથા આપનારને વખાણવાથી) જે અતિચાર, લાગ્યા હોય.
**પડિક્કમે દેસિયં સવ્વં ॥ ૨૪ ॥**—તે સર્વ દિવસ સંબંધી અતિચારને હું પડિક્કમું છું.
**ન્હાણ વટ્ટણુવન્નગ**—સ્નાન=અજતનાએ નાહાવાથી, ઉદ્વર્તન=પીઠી વિગેરે કરી શરીરનો મેલ ઉતારવો, વર્ણક=અજતો વિગેરે પદાર્થ
**વિલેવણે સદ્દ રૂવ રસ ગંધે**—વિલેપન=કેસર વિગેરે ચોપડવું, શબ્દ=કૌતુકથી સાંભળવા; સ્ત્રી પ્રમુખનાં રૂપ જોવાં, ખાટા વિગેરે રસ, કપુર કસ્તુરી વિગેરેના સારા ગંધ
**વત્થાસણ આભરણે**—વસ્ત્ર, આસન=બેઠક, આભરણ=કુંડળ, કંકણ વિગેરે રાગથી જોવાં તેથી જે અતિચાર લાગ્યા હોય તે
**પડિક્કમે દેસિયં સવ્વં ॥ ૨૫ ॥**—દીવસ સંબંધી સર્વ અતિચારને હું પડિક્કમું છું. [ચેષ્ટા=જેથી લોકોને હાંસી આવે તે
**કંદપ્પે કુક્કુઇએ**—કંદર્પ=કામ ભોગની કથાનું કરવું તે. કૌકુચ્ય=કુ-
**મોહરિ અહિગરણ ભોગ અઇરિત્તે**—મુખરીપણું=વાચાલપણે ઘણું બડબ-

રવું, અધિકરણ=શસ્ત્ર મુસળ વિગેરે સજ્જ કરી રાખવાં. ભોગ અતિરિક્ત=ભોગની વસ્તુ ખપ કરતાં વધારે રાખવી

**દંડંમિ અણુટ્ઠાએ**—અનર્થદંડ વિરમણ નામે

**તઇઅંમિ ગુણવ્વએનિંદે ॥ ૨૬ ॥**—ત્રીજા ગુણવ્રતને વિષે પૂર્વોક્ત જે અતિચાર લાગ્યો હોય તેને નિંદુ છું.

**તિવિહે દુપ્પણિહાણે**—ત્રણ પ્રકારે દુઃપ્રણિધાન=દુષ્ટ વ્યાપાર છે તેના અતિચાર એટલે મન વચન અને કાયાના જાણવા

**અણવટ્ઠાણે તહા સઇવિહૂણે**—અનવસ્થાન=અવિનયપણે તથા બે ઘડી કરતાં ઓછે વખતે સામાયક પારવું તે તથા સ્મૃતિવિહીન=પ્રમાદથી સામાયક કીધું કે નહીં તેનો ઉપયોગ ન રહે તે પાંચમો અતિચાર એ રીતે

**સામાઇઅ વિતહ કએ**—સામાયક પ્રતે જુઠો કીધે થકે

**પઢમે સિક્ખાવએ નિંદે ॥ ૨૭ ॥**—પ્રથમ સામાયક નામે શિક્ષા વ્રતને વિષે ઉપર કહેલા અતિચાર માંહેલો જે અતિચાર લાગ્યો હોય તે પ્રતે હું નિંદુ છું.

**આણવણે પેસવણે**—કંઈ ચીજ અણાવવાથી દાસદાસી પ્રમુખને નીમેલી જગાથી બહાર મોકલવાથી

**સદ્દે રૂવે અ પુગ્ગલક્ખેવે**—ખુંખારાદી શબ્દવડે પોતાપણું છતુ જણાવવું તે શબ્દાનુપાતિ અતિચાર, રૂપ નજરે પડવાથી કોઇ માણસની પાસે જવું તે રૂપાનુંપાતિ અતિચાર, કાંકરો નાંખી પોતાપણું જણાવવું તે પુદ્ગલોત્ક્ષેપ નામે અતિચાર એ પાંચ અતિચારથી જે

**દેસાવગાસિઅંમિ, બીએ સિક્ખાવએ નિંદે ॥ ૨૮ ॥**—અતિચાર દેશાવકાસિક નામે બીજા શિક્ષા વ્રતનેવિષે લાગ્યો હોય તે પ્રત્યે હું નિંદુછું.

**સંથારૂચ્ચારવિહી**—સજ્જાયા, વડીનીતિ અને લઘુ નીતિના વિધિને વિષે

**પમાય તહ ચેવ ભોઅણાભોએ**—પ્રમાદ કરવો તેના ચાર અતિચાર, તેમજ વળી પોસો લીધા પછી ભોજનની ચિંતા કરે તે

**પોસહ વિહિ વિવરીએ, તઇએસિક્ખાવએનિંદે ॥ ૨૯ ॥**—પોસા વિધિ વિપરીત કર્યે થકે ત્રીજા શિક્ષાવ્રતને વિષે જે અતિચાર લાગ્યો હોય તેને હું નિંદુ છું.

**સચ્ચિત્તે નિક્ખિવણે**—સાધુને દેવા જોગ જે ભોજન તેના ઉપર સચ્ચિત વસ્તુ મુકવાથી

**પિહિણે વવએસ મચ્છરે ચેવ**—સચ્ચિત પિહિણે=દેવા જોગ વસ્તુને સચ્ચિત વસ્તુથી ઢાંકવી, વ્યપદેશ=પોતાની વસ્તુને પારકી તથા પારકીને પોતાની કહેવી મત્સર=કોપભાવે=દાન આપવું ચેવ=નિશ્ચે

**કાલાઇક્કમ દાણે**—મુનિની ગોચરીનો વખત ઓળંગીને મુનિને તેડે એવું જાણીને કે સાધુ વ્હોરશે પણ નહીં અને મારો નિયમ પણ ભાગશે નહીં

**ચઉત્થે સિક્ખાવએ નિંદે ॥ ૩૦ ॥**—ચોથા અતિથિ સંવિભાગ નામે શિક્ષાવ્રતને વિષે જે અતિચાર લાગ્યા હોય તેને હું નિંદુ છું.

## ગાથા ૩૧ થી ૪૦ સુધી.

સુહિએસુ=સુહિતઉપર, સુખીઆં ઉપર
દુહિએસુ=દુખીઆ ઉપર
જા=જે
અ=નહી
સ્સં=પોતાને છંદે, રૂડે પ્રકારે
જએસુ=વિચરતા
અસ્સંજએસુ=ગુરની આજ્ઞા પ્રમાણે વિચરતા, અસંજતી

અણુકંપા=દયા
સાહુસુ=સાધુને વિષે
સંવિભાગો=સંવિભાગ, વોહોરાવવું
ચરણ=ચરણ સિત્તરી
કરણ=કરણ સિત્તરી
જુત્તેસુ=સહિત, વાળા
સંતે=છતે
ફાસુઅ=નિર્દોષ
જીવઅ=જીવવામાં
મરણે=મરવામાં

આસંસ=વાંછા
મા=નહીં
મરણંતે=મરણના અંતે
કાઇઅસ્સ=કાયાસંબંધી
વાઇઅસ્સ=વચનસંબંધી
મણસા=મનવડે કરીને
માણસિઅસ્સ=મન સંબંધી
વય=વ્રત
ગારવેસુ=અહંકારનેવિષે
સન્ના=સંજ્ઞા

દંડેસુ=દંડને વિષે
ગુત્તિસુ=(ત્રણ)ગુપ્તિમાં
સમિઇસુ=(પાંચ) સમિતિમાં
હુ=તો, પણ
સમાયરઇ=સમાચરે,કરે
કિંચિ=થોડું
અપ્પો=અલ્પ, થોડું
સિ=તેને
બંધો=બંધ
જેણ=જે માટે
નિદ્ધંધસં=નિર્દયપણે
કુણઇ=કરે
તંપિ=તે પણ
સપડિક્કમણં=પડિક્કમણ સહિત
સપરિઆવં=પરિતાપ સહિત, પશ્ચાત્તાપ સહિત
સઉત્તરગુણં=ઉત્તર ગુણ સહિત
ખિપ્પં=ક્ષિપ્ર, ઉતાવળો
ઉવસામેઇ=ઉપશમભાવે. ટાળે
વાહિ=વ્યાધિ
વ્વ=જેમ [શીખેલો
સુસિક્ખિઓ=સારો
વિજ્જો=વૈદ્ય
કુટ્ઠગયં=કોઠામાં ગયેલું
વિસારયા=વિશારદ, જાણનાર
હણંતિ=હણેછે, દૂરકરે
મંતેહિં=મંત્રોએકરીને
તો=ત્યારે
નિવ્વિસં=વિષ રહિત
સમજ્જિઅં=મેળવેલું
આલોઅંતો=આલોવતો
નિંદંતો=નિંદતો
સુ=સારો
કયપાવો=પાપ કરનારો
મણુસ્સો=માણસ
આલોઇઅ=આલોઇને
નિંદિઅ=નિંદીને
સગાસે=સમીપે, પાસે
હોઇ=થાય
અઇરેગ=અતિરેક,ઘણો
લહુઓ=હલવો.
ઓહરિઅ=ઉતારીને
ભરૂ=ભાર
ભાર=બોજ
વહો=વેહેનાર,લેઇજનાર

**સુહિએસુઅ દુહિએસુઅ**—સુખીયા ઉપર, રોગથી પીડાએલા દુખીયાઉપર **જા મે અસ્સંજએસુ અણુકંપા**—જે પોતાની ઇચ્છાએ વિચરનારા નહી, પણ ગુરૂની આજ્ઞાનેવિષે વિચારનાર સુસાધુ તેમનેવિષેં જે મારી અનુકંપા **રાગેણ વ દોસેણ વ**—રાગવડે અથવા દ્વેષભાવથી દાન દીધું હોય **તંનિંદે તં ચ ગરિહામિ ॥ ૩૧ ॥**—તેને હું નિંદુછું અને. ગુરૂ સાખે વધારે નિંદુછું. એકત્રીસમી ગાથાનો બીજો અર્થ—વસ્ત્ર પાત્રાદીકે કરી સુખીયા અને રોગે કરી દુખીયા એવા અસંજતિ=વેશ ધારી પાસત્થાદીક જીવહિંસાદીક કર્મ કરનારા એવાઓને, આતો મારા ગામના

વાસી છે અથવા મારા ભાઇ છે વિગેરે રાગે કરીને અથવા જીનશાસનના દ્વેષી છે નિર્લજ છે ઇત્યાદિક દ્વેષ ઉપન્યો તોપણ ઘેર આવ્યા માટે દાન આપ્યું ઇત્યાદીક ભાવે મારે જીવે જે દયા કીધી હોય તેને હું નિંદુછું.

**સાહુસુ સંવિભાગો**—સાધુઓને વિષે સંવિભાગ

**ન કઓ તવ ચરણ કરણ જુત્તેસુ**—ન કીધો હોય, તપ, ચરણસિત્તરી અને કરણસિત્તરી કરી સહિત એવા સુસાધુને વિષે

**સંતે ફાસુઅદાણે**—ફાસુદાન=નિર્દોષદાન છતે પણ ન આપ્યું હોય

**તં નિંદે તંચ ગરિહામિ ॥ ૩૨ ॥**—તેને હું નિંદુછું અને ગુરૂ સાખે વધારે નિંદુછું.

**ઇહલોએ પરલોએ**—આ લોકને વિષે તથા પરલોકને વિષે

**જીવિઅ મરણે અ આસંસ પઓગે**—જીવિત અને મરણને વિષે વળી કામભોગને વિષે આસંસ પ્રયોગ=ઇચ્છાનો પ્રયોગ કરવો, તે રીતે

**પંચવિહો અઇઆરો**—પાંચ પ્રકારના અતિચારમાંનો કોઇ પણ

**મા મજ્જ હુજ્જમરણંતે ॥ ૩૩ ॥**—મરણાંતસુધી મને ન હોજો.

**કાએણ કાઇઅસ્સ**—કાયાવડે=કાઉસગ્ગ ઇત્યાદી કાયાના શુભ વ્યાપાર કરવાવડે, કાયા સંબંધી વધાદિક અતિચાર કરેલા તે

**પડિક્કમે વાઇસ્સ વાયાએ**—હું પડિક્કમુંછું, વાચિકસ્ય=વચનસંબંધી કરેલો અતિચાર તે મિચ્છામી દુક્કડં એવા શુભ વચનને કરીને

**મણસા માણસિઅસ્સ**—શુભ મને કરી મન સંબંધી અતિચારને

**સવ્વસ્સ વયાઇઆરસ્સ ॥ ૩૪ ॥**—સર્વ વ્રતના અતિચારને ત્રિકરણ શુધ્ધે કરી હું પડિક્કમુંછું.

**વંદણ વય સિખ્ખાગારવેસુ**—૨ વંદન=દેવ વંદન તથા ગુરૂ વંદન, વ્રત બાર, ૩ શિક્ષા, ૪ ગારવ=રિદ્ધિ ગારવ, રસ ગારવ તથા સાતા ગારવ એ ત્રણ પ્રકારના અહંકારનું શેવન કરવાથી

**સન્ના કસાય દંડેસુ**—આહાર, ભય, મૈથુન, પરિગ્રહ એ છ સંજ્ઞા તથા ક્રોધ, માન, માયા, લોભ, તથા મન વચન અને કાય એ ત્રણ દંડને
**ગુત્તીસુ અ સમિઇસુ અ**—ત્રણ ગુપ્તિ તથા પાંચ સમિતિને વિષે
**જો અઇઆરો અ તં નિંદે ॥ ૩૫ ॥**—જે અતિચાર લાગ્યો હોય તે હું નિંદુ છું.
**સમ્મદિટ્ઠિ જીવો**—સમ્યકદ્રષ્ટિ જીવ
**જઇવિહુપાવં સમાયરઇ કિંચિ**—જો પણ થોડું પણ પાપ સમાચરે
**અપ્પો સિ હોઇ બંધો**—તે શ્રાવકને થોડો કર્મનો બંધ હોય
**જેણ ન નિદ્ધંધસં કુણઇ ॥ ૩૬ ॥**—જે કારણ માટે નિર્દયપણે પાપનો બંધ તે ન કરે, તેથી પાપ થોડું લાગે છે.
**તંપિ હુ સપડિક્કમણં**—તેને પણ નિશ્ચે પ્રતિક્રમણ કરવે કરી
**સપ્પરિઆવં સઉત્તરગુણં ચ**—પશ્ચાતાપ સહિત વળી ઉતરગુણે સહિત એટલે ગુરૂએ દીધેલા પ્રાયશ્ચિતે યુક્ત
**ખિપ્પં ઉવ સામેઇ**—ક્ષિપ્ર એટલે જલદીથી ઉપસમાવે છે
**વાહિ વ્વ સુસિખ્ખિઓ વિજ્જો ॥ ૩૭ ॥**—જેમ સારો શીખેલો વૈદ વ્યાધી એટલે રોગ જલદીથી કાઢે છે તેમ.
**જહા વિસં કુટ્ઠગયં, મંત મૂલ વિસારયા વિજ્જા હણંતિ મંતેહિં,**
**તો તં હવઇ નિવ્વિસં ॥ ૩૮ ॥**—જેમ શરીરમાં વ્યાપેલું સર્પાદીકનું વિષ, મંત્ર મૂળના જાણ વઇદ મંત્રોએ કરીને હણે છે (દુર કરે છે) તે વારે તે શરીર વિષરહીત થાય છે. તેમજ ગુરૂના વાક્યાનુસાર તદક્ષર શ્રવણથી લાભ થાય છે.
**એવં અટ્ઠવિહં કમ્મં, રાગ દોસ સમજ્જિઅં**—એ પ્રકારે આઠ પ્રકારનાં કર્મ રાગદ્વેષે કરી ઉપાર્જેલાં તે પ્રત્યે
**આલોઅંતો અ નિંદતો**—આળોવતો અને વળી સાચા મનથી નિંદતોથકો

**ખિપ્પં હણઇ સુસાવઓ ॥ ૩૯ ॥**—જલ્દીથી ભલો શ્રાવક હણે છે
**કય પાવો વિ મણુસ્સો**—પાપનો કરનાર એવો પણ માણસ
**આલોઇયનિંદિય ગુરૂ સગાસે**—ગુરૂ પાસે આલોઇને તથા નિંદીને
**હોઇ અઇરેગ લહુઓ**—અત્યંત પાપ થકી હળવો થાય
**ઓહરિઅ ભરૂવ્વ ભારવહો ॥૪૦ ॥**—જેમ ભારનો વેહેનાર એટલે
વઇતિરૂ કરનાર, ભારને ઉતારીને હલકો થાય તેમ.

## ગાથા ૪૧ થી ૬૦ સુધી.

આવસ્સએણ=આવશ્યકે કરીને
એએણ=એણે કરી
બહુરઓ=બહુરજવાલો, ઘણા પાપવાળો
દુખ્ખાણ=દુખોની
અંતકિરિઅં=અંતક્રિયા, નાશક્રિયા
કાહી=કરશે
અચિરેણ=થોડા
કાલેણ=કાલે કરી
આલોઅણા=આલોચના, આલોયણ
ન=ન
ય=વળી
સંભરિઆ=સાંભરી
મૂલગુણ=મૂળ ગુણ
પન્નત્તસ=કહેલો,ભાખેલો
અબ્ભુટ્ઠિઓમિ=ઉઠયો છું
આરાહણાએ=આરાધવાને
વિરઓમિ=નિવર્ત્યો છું
પડિક્કંતા=પાપ થકી નિવર્ત્યો
ચિર=ઘણા કાલનાં
સંચિય=એકઠાં કરેલાં
પણાસણીઇ=નાશ કરનારી
સય=સે
સહુસ્સ=હજાર
મહણીએ=મથનારી
વિણિગ્ગય=નીકળેલી;
કહાઇં=કથાઓ
વોલંતુ=જાઓ
દિઅહા=દિવસો
પડિસિદ્ધાણં=નિષેધ કરેલું
કિચ્ચાણ=કરવા જોગ
અકરણે=નહીં કરવાથી
અસદ્દહણે=અશ્રદ્ધામાં
પરૂવણાએ=પ્રરૂપણાએ
ખામેમિ=ખમાવું છું.
ખમંતુ=ખમો
મે=મને
મિત્તી=મૈત્રીભાવે
ભૂએસુ=પ્રાણીઓમાં
વેરં=વેરભાવ
કેણઇ=કોઈની સાથે
ગરહિઅ=ગુરૂની સામે નિંદીને [જાણ્યું.
દુગંછિઅં=ઘણું ખોટું
સમ્મ=સમ્યક્ પ્રકારે

આવસ્સએણ એએણ—આવશ્યકે કરીને એટલે આ ભાવાવશ્યકે કરીને
સાવુઓ જઇવિબહુરઓ હોઇ—શ્રાવક જો પણ ઘણો રજવાળો એટલે ઘણા પાપે સહીત હોય તોપણ
દુખ્ખાણમંત કિરિઅં—શારીરીક તથા માનસીક દુખોની અંત લાવનારી ક્રિયા
કાહી અચિરેણ કાલેસ ॥ ૪૧ ॥—થોડા કાળ માંહે કરશે
આલોઅણા બહુ વિહા—આલોયણા ઘણા પ્રકારની છે
નયસંભરિઆ પડિક્કમણ કાલે—તે પડિક્કમણ કરવાના વખતે ન સાંભરવા થકી
મૂલગુણ ઉત્તરગુણે—મુળ ગુણને વિષે તથા ઉત્તર ગુણને વિષે જે અતિચાર લાગ્યો હોય
તં નિંદે તંચ ગરિહામિ ॥ ૪૨ ॥—તેને નિંદુ છું તથા ગર્હું છું

**( પછી ઉભો રહીને અથવા જમણો પગ નીચો બેસાડી નીચેની આઠ ગાથા બોલે )**

તસ્સ ધમ્મસ્સ કેવલિપન્નતસ્સ—તે કેવળી ભાષીત ધર્મની
અબ્ભુટ્ઠિઓમિ આરાહણાએ—આરાધના માટે હું ઉઠ્યો છું
વિરઓમિ વિરાહણાએ—તે ધર્મની વિરાધના થકી હું નીવર્ત્યો છું.
તિવિહેણ પડિક્કંતો—મન, વચન, કાયાએ કરી પ્રતિક્રમતો થકો
વંદામિ જિણે ચઉવીસં ॥ ૪૩ ॥—ચોવીસ જીન પ્રત્યે હું વાંદુછું.
જાવંતિ ચેઇઆઇં—જેટલાં જીન પ્રતિમા
ઉડ્ઢે અ અહે અ તિરિઅ લોએ અ—ઉર્ધ્વ, અધો, અને તિર્ચ્છાલોકમાં
સવ્વાઇં તાઇં વંદે—તે સર્વ પ્રત્યે હું વાંદુછું
ઇહ.સંતો તથ્થ સંતાઇ ॥ ૪૪ ॥—અહીં રહ્યો થકો ત્યાં રહેલા જીન પ્રતિમા પ્રત્યે હું વાંદુછું.

જાવંત કેવિ સાહુ—જેટલા કોઇ પણ સાધુ
ભરહેરવય મહાવિદેહે અ—પાંચ ભરત, પાંચ ઐરવ્રત તથા પાંચ મહાવિદેહ ક્ષેત્રમાં હોય
સવ્વેસિં તેસિં પણઓ—તે સર્વ પ્રત્યે મારો નમસ્કાર હોજો
તિવિહેણ તિદંડ વિરયાણં ॥ ૪૫ ॥—જે મન વચન કાયાએ કરી ત્રણ દંડથી વિરામ પામેલા છે તે સાધુઓ પ્રત્યે હું વાંદુછું.
ચિરસંચિયપાવપણાસણીઇ—ઘણા વખતના સંચેલાં પાપનો નાશ કરનારી
ભવ સય સહસ્સ મહણીએ—સો હજાર ભવને હણનારી
ચઉવીસ જિણ વિણિગ્ગય કહાઇ—ચોવીસ તિર્થંકરના મુખમાંથી નિકળેલી કથા કરવે કરીને
વોલંતુ મે દિઅહા ॥ ૪૬ ॥—મારા દીવસો જાઓ,
મમ મંગલ મરિહંતા—મારે માંગલીક છે=એક અરિહંત દેવ
સિદ્ધા સાહુ સુઅં ચ ધમ્મોઅ—બીજા સિદ્ધ ભગવાન વળી ત્રીજા સાધુ મુનિરાજ, ચોથો શ્રુત ધર્મ વળી ચારિત્રાત્મક ધર્મ જે તે
સમદ્દિઠ્ઠિ દેવા, દિંતુ સમાહિંચ બોહિંચ ॥ ૪૭ ॥—સમ્યકદૃષ્ટિ દેવતા મને સમાધિ એટલે ચિત્તની સ્થિરતા વળી બોધી એટલે જીનધર્મની પ્રાપ્તિ તે પરભવ આપો.
પડિસિદ્ધાણં કરણે—નિષેધવા યોગ્ય અશુભ કામ કરવાથી
કિચ્ચાણ મકરણે પડિક્કમણં—કરવા યોગ્ય શુભ કાર્ય ન કરવાથી પ્રતિક્રમણ એટલે મિચ્છામી દુક્કડં છે
અસદ્દહણે અ તહા—તેમજ વળી અશ્રદ્ધાનને વિષે પણ
વિવરીય પરૂવણાએ અ ॥ ૪૮ ॥—અને વળી વિપરીત પ્રરૂપણા વિષે પણ મિચ્છામિ દુક્કડં છે.
ખામેમિ સવ્વજીવે—સર્વ જીવને હું ખમાવું છું

સવ્વે જીવા ખમંતુમે—સર્વે જીવ મારા અપરાધ પ્રત્યે ખમો

મિત્તી મે સવ્વભૂએસુ—સર્વ જીવને વિષે મારે મિત્રી ભાવ છે.

વેરં મજ્ઝં ન કેણઇ ॥ ૪૯ ॥—મારે કોઇ સાથે વેરભાવ નથી

એવમહં આલોઇઅ—એ પ્રકારે હું આલોવીને

નિંદિઅ ગરહિઅ દુગંછિઅં સમ્મં—આત્મસાખે નિંદીને, ગુરૂ સાખે ગર્હિને સમ્યક પ્રકારે ખોટું જાણી

તિવિહેણ પડિક્કંતો—ત્રણ પ્રકારે પડિક્રમતો એટલે પાછાં હઠતો

વંદામિ જિણે ચઉવ્વિસં ॥ ૫૦ ॥—ચોવીસ જીન પ્રતે હું વાંદુછું.

## अथ अब्भुट्ठिओ हं गुरू खामणा.

અબ્ભુટ્ઠિઓમિ=હું ઉઠયો છું.
અપત્તિઅં=અપ્રીતિ ઉપજાવી
પરપત્તિઅં=વિશેષ અપ્રીતિ ઉપજાવી
આલાવે=એકવાર બોલાવવે
સંલાવે=વારંવાર બોલાવવે
ઉચ્ચા=ઉંચા
સમ=સરખા
અંતરભાસાએ=વચ્ચે બોલતાં
ઉવરિભાસાએ=કહેલી વાત ફરીને વિશેષ પણ કહેવાથી
પરિહીણં=રહિત
સુહુમં=સૂક્ષ્મ
બાયરં=મોટું
તુબ્ભે=તમે
જાણહ=જાણો છો
યાણામિ=જાણું છું

ઇચ્છાકારેણ સંદિસહ ભગવાન્—હે ભગવાન ઇચ્છાએ કરી મને આદેશ આપો;

અબ્ભુટ્ઠિઓમિ અબ્ભિંતર દેવસિઅં ખામેઉં—હું ઉઠયોછું દીવસમાં કીધેલા અપરાધ પ્રતે ખમાવવાને (ત્યારે ગુરૂ કહે ખામેહ=ખમાવ )

ઇચ્છં ખામેમિ દેવસિઅં—એજ હું ઇચ્છું છું, હું ખામું છું દીવસ સંબંધી અપરાધ પ્રતે

જંકિંચિ અપત્તિઅં પરપત્તિઅં ભત્તે પાણે—જે કંઈ અપ્રીતિ ભાવ

ઉપજાવ્યો હોય વળી વિશેષપણે અપ્રીતિમાત્ર ઉપજાવ્યો હોય ભોજનને વિષે પાણીને વિષે.

**વિણએ વેઆવચ્ચે, આલાવે સંલાવે ઉચ્ચાસણે, સમાસણે**—વિનયને વિષે, વેયાવચ=ગુરૂ સેવાનેવિષે, એકવારં બોલાવવાને વિષે, વારંવાર બોલાવવાનો વિષે, ગુરૂથી ઉંચા આસને બેસવાને વિષે, ગુરૂની બરાબર આસન કરી બેસવાને વિષે

**અંતરભાસાએ ઉવરિભાસાએ જંકિંચિ, મજ્ઝવિણય, પરિહીણં સુહુમંવા, બાયરં વા**—ગુરૂ બોલતા હોય તેની વચ્ચે બોલવામાં, ગુરૂએ વાત કરી હોય તે ફરી પોતાની સ્ફુરતી દેખાડવાને વિશેષપણે વાત કરવામાં જે કંઈ મારાહારે વિનય ભક્તિ રહિતપણું થયું હોય તે નાનું કે મોટું થયું હોય તે સર્વે.

**તુબ્ભે જાણહ, અહં ન યાણામિ તસ્સ મિચ્છામિદુક્કડં ॥ ૧ ॥**—તમે જાણોછો હું નથી જાણતો તે અપ્રીતિ પ્રમુખ અતિચારનું લાગેલું જે પાપ તે મારૂં મિથ્યા થાઓ ॥ ૧ ॥

ગુરૂ (૧૫) લઘુ (૧૧૧) સર્વવર્ણ (૧૨૬)

## अथ आयरिए उवज्झाए

**સીસે**=શિષ્યને વિષે
**સાહમ્મિએ**=સાધર્મિકને વિષે
**કુલ**=એક આચાર્યના શિષ્ય
**ગણે**=ઘણા આચાર્યના પરિવાર
**સમણ**=શ્રમણ, સાધુ
**સંઘસ્સ**=સંઘને
**અંજલિં**=બે હાથનું જોડવું
**સીસે**=મસ્તકે
**ખમાવઇત્તા**=ખમાવીને
**અહયંપિ**=હું પણ
**રાસિસ્સ**=સમૂહને
**ભાવઓ**=ભાવથી
**નિહિય**=સ્થાપ્યું છે
**નિય**=નિજ, પોતાનું
**ચિત્તો**=ચિત્ત, મન

**આયરિય ઉવજ્ઝાએ**—આચાર્ય તથા ઉપાધ્યાયજી તેમને
**સીસે સાહમ્મિએ કુલ ગણે અ**—શિષ્ય, સાધર્મિક, કુલ અને ગણ (ગચ્છ) એ સર્વ પ્રત્યે
**જે મે કેઇ કસાયા, સવ્વે તિવિહેણ ખામેમિ ॥ ૧ ॥**—જે કોઇ પણ કષાય મારે જીવે કીધા હોય તે સર્વ ત્રિવિધે કરી હું ખામું છું.
**સવ્વસ્સ સમણ સંઘસ્સ**—સર્વ શ્રમણ સંઘરૂપ
**ભગવઓ અંજલિં કરિય સીસે**—ભગવંતના મેં કીધેલા અપરાધ પ્રત્યે બે હાથ જોડી મસ્તકે લગાડી
**સવ્વં ખમાવઇત્તા**—સર્વ પ્રત્યે ખમાવીને
**ખમામિ સવ્વસ્સઅહયંપિ ॥૨॥**—સર્વના અપરાધ પ્રત્યે હું પણ ખમું છું.
**સવ્વસ્સ જીવરાસિસ્સ**—સર્વ જીવ સમુહના કીધેલા અપરાધ
**ભાવઓ ધમ્મ નિહિય નિયચિત્તો**—ભાવથી ધર્મને વિષે સ્થાપ્યું છે પોતાનું ચિત્ત જેણે એવો
**સવ્વં ખમાવઇત્તા**—સર્વને ખમાવીને
**ખમામિ સવ્વસ્સ અહયંપિ ॥ ૩ ॥**—હું પણ સર્વ પ્રત્યે ખમું છું.
લઘુ (૨૮) ગુરૂ (૯) સર્વવર્ણ (૩૭),

## अथ नमोस्तु वर्द्धमानाय.

**ઇચ્છામો**=અમે ઇચ્છિયે છીએ
**અણુસટ્ઠિં**=શિક્ષા
**નમઃ**=નમસ્કાર
**અસ્તુ**=હો
**વર્દ્ધમાનાય**=વીરસ્વામીને
**અસ્તુ**=હો
**સ્પર્દ્ધમાનાય**=ઇર્ષ્યા કરનારને
**તત્**=તે (ની)
**જય**=જીત (થી)
**અવાપ્તમોક્ષાય**=મોક્ષને પામેલાને
**પરોક્ષાય**=દૃષ્ટિથી દૂર
**કુતીર્થિનાં**=મિથ્યાદૃષ્ટિઓની=ને
**યેષાં**=જેમના
**વિકચ**=વિકસ્વર
**અરવિંદ**=કમલ
**રાજ્યા**=શ્રેણીવડે

| | | |
|---|---|---|
| જયાયઃ=વધારે સારૂં | તે=તેઓ | શુક્રમાસ=જેઠ મહીનો |
| ક્રમ=પગ | તાપાર્દિત=તાપથી પી-ડાએલા | ઉદ્ભવ=ઉપજેલા |
| દધત્યા=ધારણ કરતી | | વૃષ્ટિ=વરસાદ |
| સદૃશૈઃ=સરખાની સાથે | જંતુ=પ્રાણીઓ | સન્નિભો=સરખો |
| ઇતિ=એ પ્રકારે | નિર્વૃત્તિ=સુખ | દધાતુ=કરો |
| સઙ્ગતં=મેલાપ | કરોતિ=કરે છે | તુષ્ટિં=સંતોષ |
| પ્રશસ્યં=વખાણવાલાયક | યો=જે | મયિ=મારે |
| કથિતં=કહ્યું | જૈનમુખ=જીનનું મુખ | વિસ્તરો=વિસ્તાર |
| સન્તુ=થાઓ | અંબુદ=મેઘ | ગિરાં=વાણીઓનો |
| શિવાય=મોક્ષને અર્થે | ઉદ્ગતઃ=નીકળેલું | |

**ઇચ્છામો અણુસટ્ઠિં નમો ખમાસમણાણં નમોર્હત્***—સ્તુતિ કરવા ઇચ્છીએ છીએ, ક્ષમાશ્રમણ પ્રત્યે નમસ્કાર થાઓ.

**નમોસ્તુ વર્દ્ધમાનાય**—નમસ્કાર થાઓ વર્દ્ધમાન સ્વામી પ્રત્યે

**સ્પર્દ્ધમાનાય કર્મણા**—જે કર્મની સાથે ઇર્ષા કરનાર છે-કર્મના વેરી છે.

**તજ્જયાવાપ્તમોક્ષાય**—તે કર્મનો જય કરીને મોક્ષ પ્રત્યે પામેલા એવા

**પરોક્ષાય કુતીર્થિનાં ॥ ૧ ॥**—મિથ્યાદ્રષ્ટિ જીવોને દ્રષ્ટિથી દુર છે.

**યેષાં વિકચારવિંદરાજ્યા**—જેમની વિકસ્વર કમળની શ્રેણીએ

**જયાયઃ ક્રમકમલાવલિં દધત્યા**—વખાણવા જોગ ચરણ કમળની હાર ધારણ કરતી એવી

**સદૃશૈરિતિ સંગતં પ્રશસ્યં**—સરખાની સાથે મળવું ઘણું તે વખાણવા યોગ્ય છે એવું એટલે સરખા સાથે સરખા મળે તો શોભે

**કથિતં સંતુ શિવાય તે જિનેંદ્રાઃ ॥ ૨ ॥**—એમ કહ્યું છે તે જીનેંદ્ર ભગવાન કલ્યાણને અર્થે થાઓ. [ઓને શાંતિ પ્રત્યે

**કષાયતાપાર્દિતજંતુનિર્વૃતિં**—કષાય રૂપ તાપથી પીડાએલા પ્રાણી-

કરોતિ યો જૈન મુખાંબુદોદ્ગતઃ—જે કરે છે, જિનરાજના મુખરૂપ મેઘથી નીકળેલો

સશુક્રમાસોદ્ભવવૃષ્ટિસંનભો—તે જેઠ માસથી ઉત્પન્ન થએલી વૃષ્ટિના જેવો

દધાતુ તુષ્ટિં મયિ વિસ્તરો ગિરાં ॥ ૩ ॥—વાણીઓનો વિસ્તાર મારે વિષે તુષ્ટિ કરો.

## સુઅદેવયાદિ થોયોના અર્થ.

સુઅ=શ્રુત
દેવયાએ=દેવતાને અર્થે
દેવયા=દેવતા
ભગવઇ=ભગવતી
નાણાવરણીય=જ્ઞાનાવરણીય
સંઘાયં=સમૂહ
તેસિં=તેમનાં
ખવેઉ=ખપાવો
સયયં=નિરંતર
સાયરે=સાગરમાં
ભત્તિ=ભક્તિ
જીસે=જેના
ખિત્તે=ક્ષેત્રમાં
નાણેહિં=જ્ઞાને કરીને
ચરણ=ચારિત્ર [એવાં
સહિએહિં=સહિત
સાહંતિ=સાધે છે
મુખ્ખ=મોક્ષ
મગ્ગં=માર્ગ
સા=તે
દેવી=દેવી
હરઉ=હરો
દુરિયાઇં=પાપોને
દલ=પાંખડી
વિપુલ=વિશાલ
નયના=આંખવાળી
મુખી=મ્હોંવાળી
ગર્ભ=ગર્ભ
સમ=સરખી
ગૌરી=ગોરી
સ્થિતા=રહેલી
ભગવતી=ભાગ્યશાળી
દદાતુ=આપો
યસ્યાઃ=જેણીના
ક્ષેત્રં=ક્ષેત્રને
સં=સમ્યક્ પ્રકારે
આશ્રિત્ય=આશ્રયીને
સાધુભિઃ=સાધુઓએ
સાધ્યતે=સધાય છે
ક્રિયા=ક્રિયા.
ભૂયાત્=હો
નઃ=અમને
દાયિની=આપનારી
સુતાનાં=વાળાને
સ્વાધ્યાય=સજ્ઝાય
સંયમ=ચારિત્ર
રતાનાં=રાગી
વિદધાતુ=કરો
ભુવઃ=ધરની

## अथ श्रुतदेवतास्तुतिः

સુઅદેવયાએકરેમિ કાઉસ્સગ્ગં—શ્રુત દેવતાને અર્થે કાઉસગ્ગ કરૂંછું
સુઅદેવયાભગવઈ—શ્રુત દેવતા વળી ભગવતી
નાણાવરણીયકમ્મ સંઘાયં—જ્ઞાનાવરણી કર્મના સમુહ પ્રત્યે
તેસિં ખવેઉ સયયં—તેઓના હમેશાં ક્ષય કરો.
જેસિંસુયસાયરે ભત્તી ॥ ૧ ॥—જેઓની શ્રુતસાગરને વિષે ભક્તિ છે.

## अथ क्षेत्र देवतानी स्तुतिः

જીસ્સે ખિત્તેસાહૂ—જેના ક્ષેત્રને વિષે સાધુ મુનિરાજ
દંસણનાણેહિં ચરણ સહિએહિં—દર્શન જ્ઞાન અને ચારિત્ર સહિત
સાહંતિમુખ્ખમગ્ગં—મોક્ષ મારગને સાધે છે.
સા દેવી હરઉ દુરિયાઇં ॥ ૧ ॥—તે દેવી દુરિત પ્રત્યે હરો=દુર કરો.

## अथ कमलदल स्तुतिः

કમલદલવિપુલનયના—કમલની પાંખડી સમાન વિશાળ નેત્રવાળી
કમલમુખી કમલગર્ભ સમગૌરી—કમલના જેવા મુખવાળી કમલના ગર્ભની પેરે ગૌરવર્ણવાળી એવી
કમલે સ્થિતા ભગવતી—કમલને વિષે રહેલી એવી ઠકુરાઇવાળી.
દદાતુ શ્રુતદેવતા સિદ્ધિં ॥ ૧ ॥—શ્રુત=સિદ્ધાંતની અધિષ્ટાયકા દેવી અમને સિદ્ધિ આપો.

## अथ भुवनदेवतादि स्तुति.

જ્ઞાનાદિગુણયુતાનાં—જ્ઞાનાદિક ગુણે સહિત એવા
નિત્યંસ્વાધ્યાયસંયમરતાનાં—હમેશાં વાંચનાદીક સ્વાધ્યાય અને સંયમને વિષે આશક્ત એવા [ભૂવન દેવી હમેશાં કલ્યાણ કરો
વિદધાતુભુવનદેવી, શિવં સદાસર્વસાધુનાં ॥ ૧ ॥—સર્વ સાધુઓનું

## अथ भुवणदेवयादि स्तुति.

**ભુવણદેવયાએ કરેમિકાઉસ્સગ્ગં**—ભુવન દેવતાને અર્થે કાઉસગ્ગ કરૂંછું
**યસ્યાઃક્ષેત્રં સમાશ્રિત્ય**—જે દેવીના ક્ષેત્રને અંગીકાર કરીને
**સાધુભિઃસાધ્યતે ક્રિયાઃ**—સાધુઓવડે તપ સંયમરૂપ ક્રિયા સધાયછે
**સા ક્ષેત્રદેવતા નિત્યં**—તે ક્ષેત્ર દેવી હમેશાં
**ભૂયાન્નઃસુખદાયિની ॥ ૨ ॥**—અમને સુખ આપનારી થાઓ

## वरकनकना छुटा शब्दना अर्थ.

| | | |
|---|---|---|
| કનક=સોનું | સન્નિભં=સરખું | જિનાનાં=જીનોનું |
| સંખ=શંખ | વિગત મોહં=મોહથી રહિત | સવ્વ=સર્વ |
| વિદ્રુમ=પરવાલાં | સપ્તતિશતં=એકસો સીતેર | અમર=દેવતા |
| મરકત=પાનાં | | પૂજીતં=પૂજાયેલું |
| ઘન=મેઘ | | |

**વર કનક સંખ વિદ્રુમ**—સુંદર સોનું, શંખ, પરવાળાં
**મરકતઘન સન્નિભં વિગતમોહં**—લીલમ અને સજલ મેઘ તેના જેવા છે એટલે પાંચ રંગ છે જેના અને મોહ રહિત
**સપ્તતિશતં જિનાનાં**—એકસોને સીતેર તીર્થંકરોને
**સર્વામર પૂજિતવંદે ॥ ૧ ॥**—સર્વ દેવતાઓએ પૂજેલા એવા તીર્થંકર દેવોને હું નમુંછું.

## अढ्ढाइज्जेसुना छुटा शब्दना अर्थ.

| | | |
|---|---|---|
| અઢ્ઢાઇજ્જેસુ=અઢીમાં | રયહરણ=રજોહરણ | સીલંગ=શીયળનાંઅંગ |
| દીવ=દ્વીપ | ગુચ્છ=ગુચ્છો | અખ્ખય=સંપૂર્ણ |
| સમુદ્દેસુ=સમુદ્રોમાં | પડિગ્ગહ=પાત્રુ | સિરસા=લલાટે=કપાળે કરી |
| પનરસસુ=પંદર (માં) | ધારા=ધારણ કરનાર | મણસા=મનવડે કરીને |
| કમ્મભૂમિસુ=કર્મભૂમિમાં | | |

**અઢ્ઢાઇજ્જેસુ દીવ સમુદ્દેસુ**—અઢી દ્વીપ તથા સમુદ્ર સંબંધી

પનરસસુ કમ્મભૂમિસુ—પંદર કર્મ ભૂમીને વિષે
જાવંત કેવિસાહુ—જેટલા કોઈ સાધુ
રયહરણ ગુચ્છપડિગ્ગહધારા ॥ ૧ ॥—રજોહરણ=ઓઘો અને ગુચ્છો=
પાત્રની ઝોળીની ઉપરનું લુગડું અને પાત્રાં ઇત્યાદીક ધર્મોપકરણ ધરનારા
પંચમહવ્વયધારા—પાંચ મહાવ્રત ધરનારા
અઠ્ઠારસ સહસ્સ સીલંગધારા—અઢાર હજાર સીલના અંગના ધરનાર
અખ્ખયાયાર ચરિત્તા—સંપુર્ણ આચારરૂપ ચારિત્રના ધરનાર
તે સવ્વે સિરસા મણસા મથ્થએણ વંદામિ ॥ ૨ ॥—તે સર્વને
લલાટે કરીને, મને કરીને અને મસ્તકવડે હું નમસ્કાર કરૂં છું.
ભગવાનહં, આચાર્યહં, ઉપાધ્યાયાહં, સર્વ સાધુહં.

## अथ लघुशांति.

શાંતિં=શાંતિનાથને
શાંતિ=શાંતિ
નિશાંતં=ઘર
શાંતં=રાગદ્વેષ રહિત
શાંત=શાંત પામેલા
અશિવં=ઉપદ્રવ
નમસ્કૃત્ય=નમસ્કાર કરીને
સ્તોતુઃ=સ્તુતિ કરનારના
નિમિત્તં=હેતુ
મંત્ર=મંત્રો (નાં)
પદૈઃ=પદોવડે
શાંતયે=શાંતિને (માટે)

સ્તૌમિ=સ્તુતિ કરૂંછું
ૐ=રક્ષણ કરવું; હા
ઇતિ=એ પ્રકારે
નિશ્ચિત=નિશ્ચય કરેલું
વચસે=વચનવાલા
નમો=નમસ્કાર
ભગવતે=ભગવાનને
અર્હતે=યોગ્યને
પૂજાં=પૂજાને
જીનાય=જીનને
જયવતે=જયવંતને
યશસ્વિને=જશવંતને
સ્વામિને=નાથને
દમિનાં=મુનિઓના

સકલ=સઘળા
અતિશેષક=અતિશય
સંપત્તિ=સંપદા
સમન્વિતાય=સહિત
શસ્યાય=પ્રશંસવાયોગ્ય
ત્રૈલોકય=ત્રણ લોકે
પૂજીતાય=પૂજેલા
દેવાય=દેવને
સસમૂહ=સમૂહ સહિત
સ્વામિક=સ્વામિ (ઓએ)
સં=સમ્યક્ પ્રકારે
નિર્જીતાય=નહીં જી-તાયેલા
ભુવન=ત્રણ ભુવન

**જન**=લોક
**પાલન**=પાળવામાં
**ઉદ્યતતમાય**=ઘણા સાવધાન (ને)
**સતતં**=નિત્ય
**તસ્મૈ**=તેને
**દુરિત**=પાપ
**ઓઘ**=સમૂહ
**નાશન**=નાશ
**કરાય**=કરનારને
**પ્ર**=પ્રકર્ષે કરી
**શમનાય**=શમાવનાર
**દુષ્ટ**=દુષ્ટ
**ગ્રહ**=ગ્રહ
**ભૂત**=ભૂત
**પિશાચ**=રાક્ષસ
**શાકિનીનાં**=શાકણીઓને
**પ્રમથનાય**=અત્યંત નાશ કરનાર, મટાડનાર
**યસ્ય**=જેનું
**ઇતિ**=એ રીતે
**નામમંત્ર**=નામરૂપી મંત્ર
**પ્રધાન**=ઉત્તમ
**વાક્ય**=વચન
**ઉપયોગ**=યાદી

**કૃત**=કરેલો
**તોષા**=સંતોષ
**વિજયા**=વિજયાદેવી
**હિત**=સુખને
**નુતા**=સ્તવેલી
**નમત**=નમો
**ભવતુ**=થાઓ
**નમઃ**=નમસ્કાર
**તે**=તને
**વિજયે**=હે વિજયા
**સુજયે**=હે સુજયા
**પર**=મોટા
**અપર**=બીજા દેવોએ
**અજીતે**=નહીંજીતાય એવી
**અપરાજીતે**=હે અપરાજીતા દેવી,
**જગત્યાં**=જગતમાં
**જયાવહે**=હે જયાવહા,
**ભવતિ**=હે તમે
**સર્વસ્ય**=સર્વને
**અપિ**=પણ
**સંઘસ્ય**=સંઘને
**ભદ્ર**=સુખ
**પ્રદહે**=હે દેનારી
**સુ**=સારી
**તુષ્ટિ**=શાંતિ

**પુષ્ટિ**=પુષ્ટિ
**પ્રદે**=દેનારી
**જીયાઃ**=તું જયવંતી હો
**ભવ્યાનાં**=ભવ્યોને
**કૃત**=કરી છે
**સિદ્ધે**=સિદ્ધિ જેણે
**નિવૃત્તિ**=ચિત્તનીસમાધિ
**નિર્વાણ**=મોક્ષ
**જનનિ**=કરનારી
**સત્વાનાં**=ભવ્યજીવોને
**અભય**=નિર્ભયપણું
**પ્રદાન**=અતિશે દેવું.
**નિરતે**=તત્પર
**સ્વસ્તિ**=કલ્યાણ
**તુભ્યં**=તને
**ભક્તાનાં**=ભક્તોને
**જંતૂનાં**=જીવોને
**શુભાવહે**=શુભ પમાડનાર
**નિત્યં**=હમેશાં
**ઉદ્યતે**=સાવધાન
**સમ્યગ્દૃષ્ટિ**=સમકિતદૃષ્ટિઓને
**ધૃતિ**=ધીરજ
**રતિ**=પ્રીતિ
**પ્રદાનાય**=આપવાને

**શાંતિ શાંતિ નિશાંતં**—શ્રી શાંતિનાથસ્વામી જે શાંતિના ઘર છે તેમને

**શાંતિં શાંતાશિવં નમસ્કૃત્ય**—રાગદ્વેષ રહિત છે અને શાંત પામ્યા છે અકલ્યાણકારક ઉપદ્રવો જે થકી એવા શ્રીશાંતિનાથ પ્રતે નમસ્કાર કરીને

**સ્તોતુઃશાંતિનિમિત્તં**—સ્તુતિ કરનારને શાંતિની હેતું છે

**મંત્રપદૈઃ શાંતયેસ્તૌમિ ॥ ૧ ॥**—મંત્રોના પદોએ એટલે અક્ષરગર્ભિત મંત્રવડે કરીને હું શાંતિને અર્થે સ્તુતિ કરૂંછું.

**ૐમિતિ નિશ્ચિંતવચસે**—ઓં=રક્ષણ કરે છે અથવા પરમજ્યોતિ ઇતિ એટલે બે પ્રકારે નિશ્ચિત=નક્કી કર્યું છે. વચઃ=વાચક પદ જેમનું અથવા ઓં વચને કરી કહેવા યોગ્ય છે વાચકભાવ જેમને એવા શાંતિનાથને

**નમોનમો. ભગવતેર્હતેપૂજાં**—નમસ્કાર થાઓ પુજાને યોગ્ય છે એવા ભગવાનને

**શાંતિજિનાય જયવતે**- શ્રી શાંતિજિન જે જયયુક્ત છે તેમને

**યશસ્વિને સ્વામીને દમિનાં ॥ ૨ ॥**—પ્રસિદ્ધ યશ છે જેમનો વળી ઇંદ્રિયોને દમન કરનાર જે મુની મહારાજ તેમના નાથ છે તેમને

**સકલાતિશેષક મહા**—સમસ્ત ચોત્રીસ અતિશય ૩૫ મોટી

**સંપત્તિ સમન્વિતાય શસ્યાય**—સંપદાએ કરીને સહિત તથા પ્રશંસવા યોગ્ય એવા

**ત્રૈલોક્યપૂજિતાય ચ**—વળી ત્રણ લોકે (પૂજિત એવા)

**નમોનમઃ શાંતિદેવાય ॥ ૩ ॥**—શ્રી શાંતિનાથને નમસ્કાર થાઓ.

**સર્વામર સુસમૂહ**—સમસ્ત દેવતાના સમૂહ સહીત

**સ્વામિક સંપૂજિતાય નિજિતાય**—સ્વામિ ( જે ચોસઠ ઇંદ્રો ) તેમણે સમ્યક્ પ્રકારે પૂજિત એવા છે વળી નથી જીત્યા દેવાદિકોએ

**ભુવનજન પાલનોદ્યત, તમાય**—ત્રણ ભુવનના લોકોનાં પાલન કરવામાં અત્યંત સાવધાન એવા છે તે

**સતતં નમસ્તસ્મૈ ॥૪॥**—શાંતિનાથ મહારાજને નિરંતર નમસ્કાર થાઓ

**સર્વદુરિતૌઘનાશન, કરાય સર્વાશિવપ્રશમનાય**—સર્વ પાપના સમૂહનો નાશ કરનાર છે વળી કેવા છે સર્વ ઉપદ્રવ પ્રકર્ષે કરી સમાવનાર છે વળી કેવા છે

**દુષ્ટગ્રહભૂતપિશાચ**—આકરા ગ્રહ તથા ઝાડમાં રહેનારં ભુત રાક્ષસાદિકના

**શાકિનીનાં પ્રથમનાય ॥ ૫ ॥**—તથા શાકિની એ સર્વના ઉપદ્રવને અતિશયે કરી નાશ કરનાર છે

**યસ્યેતિ નામ મંત્ર**—એ શાંતિજીનનો એ રીતે નામમંત્ર કરીને

**પ્રધાનવાકયોપયોગ કૃતતોષા**—સર્વોત્તમ પવિત્ર વચનનો ઉપયોગ એટલે નામની યાદીએ કરી કર્યો છે ચિતને વિષે સંતોષ જેણે એવી

**વિજયા કુરૂતે જનહિત**—વિજયાદેવી શાંતિનાથ મહારાજને યાદ કરનાર માણસનું હિત કરે છે.

**મિતિ ચ નુતા નમત તં શાંતિ ॥ ૬ ॥**—એ પ્રકારે વળી તે દેવી નમેલી છે (શાંતિનાથને) હે ભવ્યજનો ! તમે એ શાંતિનાથને પ્રણામ કરો.

**ભવતુ નમસ્તે ભગવતિ**—નમસ્કાર થાઓ હે ભગવતિ !

**વિજયે સુજયે પરા પરૈરજિતે**—હે વિજયા ! હે સુજયા ! તથા બીજા દેવોથી નથી જીતાએલી એવી હે અજીતા ! તું

**અપરાજિતે જગત્યાં**—કોઈ ઠેકાણે પરાજય ન પામેલી એવી હે અપરાજીતા ! તું પૃથ્વીને વિષે

**જયતીતિ જયાવહે ભવતિ ॥ ૭ ॥**—જયવંતી વર્તો એમ સ્તુતિ કરે છે તે જયાવહે=સ્તુતિ કરનાર ભક્તજનને જયનિ આવહન કરનાર થાય છે એવી હે જયાવહા દેવી ! તથા હે ભગવતી ! એ પ્રકારે ચારદેવીઓ તમને નમસ્કાર થાઓ.

**સર્વસ્યાપિ ચ સંઘસ્ય**—ચતુર્વિધ એવા સર્વ સંઘને

**ભદ્રકલ્યાણ મંગલ પ્રદદે**—સૌખ્ય, નિરૂપદ્રવપણું, માંગલિક ઇત્યાદિકને અતિશયે કરી આપનારી એવી દેવી! [ઉપદ્રવ રહીતપણું

**સાધુનાં ચ સદાશિવ**—વળી મોક્ષના સાધનાર એવા મુનીઓને સર્વદા

**તુષ્ટિપુષ્ટિપ્રદેજીયાઃ ॥ ૮ ॥**—શોભન ચિત્તની શાંતિ, ધર્મની વૃદ્ધિ તેને, દેનારી એવી હે દેવી! તું જયવંતી હો.

**ભવ્યાનાં કૃતસિદ્ધે**—ભવ્ય જીવોને કરી છે સિદ્ધિ જેણે એવી

**નિર્વૃતિ નિર્વાણજનનિ સત્વાનાં**—વળી પ્રાણીઓને ચિત્ત સમાધિ તથા મોક્ષ એટલે પરમાનંદને ઉત્પન્ન કરનારી એવી

**અભય પ્રદાન નિરતે**—નિર્ભયપણું, ઉત્કૃષ્ટ રીતે દેવાને તત્પર એવી

**નમોસ્તુસ્વસ્તિપ્રદે તુભ્યં ॥ ૯ ॥**—તથા કલ્યાણ પ્રકર્ષે કરીને દેનારી હે દેવી તને નમસ્કાર હો

**ભક્તાનાં જંતૂનાં**—પોતાના ભક્ત એવા જીવોને

**શુભાવહે નિત્યમુદ્યતે દેવિ**—શુભ એટલે શ્રેયપણાને સર્વે પ્રકારે પમાડનારી એવી

**સમ્યગ્દૃષ્ટિનાં ધૃતિ**—સમ્યક્દ્રષ્ટિ જીવને ધીરજ

**રતિ મતિ બુદ્ધિ પ્રદાનાય ॥ ૧૦ ॥**—પ્રિતિ, ભવિષ્યકાળ જાણનારી મતિ, વર્તમાનકાળ વિષે જાંણનારી બુદ્ધિ પ્રકર્ષે આપવાને નિત્ય ઉદ્યમવંત એવી. હે દેવી! તું છે.

## ગાથા ૧૧ થી ૧૯ સુધી.

નિરતાનાં=રાગવંત

જગતિ=જગતમાં

જનતાનાં=જનસમુદાયોને

શ્રી=લક્ષ્મી

સંપત્=ઋદ્ધિ

કીર્તિ=કીર્ત્તિ

યશ=જશ

વર્દ્ધનિ=વધારનાર

વિજયસ્વ=વિજયપામો

સલિલ=પાણી

અનલ=અગ્નિ

વિષધર=સર્પ

દુષ્ટ=માઠા

ગ્રહ=ગ્રહ

રાજ=રાજા

રણ=સંગ્રામ

ભયતઃ=ભયથી

રિપુ=વેરી

ગણ=સમૂહ

મારી=મરકી

ચૌર=ચોર

શ્વાપદ=શીકારી પશુ

આદિભ્યઃ=વગેરેથી

અથ=હવે

રક્ષ=રક્ષણ કર

સુ=અતિશય

શિવં=કલ્યાણ

કુરુ=કર

સદેતિ=સદા એમ

ગુણવતિ=ગુણવાલી

સ્વસ્તિ=ક્ષેમ

ઇહ=અહીંઆં

યત્=જેના

નામાક્ષર=નામાક્ષરમંત્ર

પુરસ્સરં=પૂર્વક

સંસ્તુતા=સ્તવેલી

નમતાં=નમતાને

નિમિત્તં=હેતુને

શાંતયે=શાંતિનાથને

તસ્મૈ=તેને

પૂર્વ=પેહેલાંના

સૂરિ=આચાર્ય

વિદર્ભિતઃ=રચેલો

સ્તવઃ=સ્તોત્ર

શાંતેઃ=શાંતિનાથનો

આદિ=વગેરે

ભય=બીક

વિનાશી=નાશ કરનાર

કરઃ=કરનારો

ભક્તિમતાં=ભક્તોને

યઃ=જે

એનં=એને

પઠતિ=ભણે છે

શૃણોતિ=સાંભળે છે

ભાવયતિ=ભાવે છે

વા=અથવા

યથાયોગમ્=યોગનેનહી ઓલંઘીને

હિ=નિશ્ચે

શાંતિ=શાંતિનું

પદં=ઠેકાણું

યાયાત્=પામે

માનદેવઃ=માનદેવ (નામ છે,)

ઉપસર્ગાઃ=કષ્ટો

ક્ષયં=નાશને

યાંતિ=પામે છે

છિદ્યંતે=છેદાય છે

વિઘ્ન=અડચણ

વલ્લયઃ=વેલીઓ

મનઃ=મન

પ્રસન્નતાં=પ્રસન્નપણાને

એતિ=પામે છે

પૂજ્યમાને=પૂજે છતે

**જિનશાસન નિરતાનાં**—જિનશાસનને વિષે રક્ત એવા
**શાંતિનતાનાં ચ જગતિજનતાનાં**—અને શ્રી શાંતિનાથ પ્રત્યે નમસ્કાર કરનારા એવા અને જગતને વિષે જન સમુદાયો છે તેમને
**શ્રી સંપત્કીર્ત્તિ યશો**—લક્ષ્મિ, રિદ્ધિ, વિસ્તાર કીર્તિ તે એક દીશા વ્યાપી અને યશ તે સર્વ દિશા વ્યાપી, તેની
**વર્દ્ધનિ જયદેવિવિજયસ્વ ॥ ૧૧ ॥**—વધારનારી એવી હે જયા નામે દેવી, તું જય પામ
**સલિલાનલ વિષ વિષધર**—જળ, અગ્નિ, વિષ=ઝેર, અને સાપ
**દુષ્ટગ્રહ રાજરોગ રણભયતઃ**—ખરાબ ગ્રહ, એટલે અશુભ રાહુ કેતુ ઈત્યાદિ અને ખરાબ સ્વભાવના રાજા, રોગ અને લડાઇના ભયથી
**રાક્ષસ રિપુંગણમારી**—રાક્ષસ શત્રુના સમુહ, મરકીનો રોગ
**ચોરેતિ શ્વાપદાદિભ્યઃ ॥ ૧૨ ॥**—ચોર, સાત ઇતિના ભય અને મદોન્મત હાથી ઇત્યાદી જીવોના ભયથી
**અથરક્ષરક્ષસુશિવં**—અથ=હવે, રક્ષણકર રક્ષણકર અને અતિશય નિરૂપદ્રવપણું તેને કર [પ્રમાણે કર
**કુરૂકુરૂશાંતિંચ કુરૂકુરૂસદેતિ**—વળી શાંતિને કર, અને નિરંતર એ
**તુષ્ટિં કુરૂકુરૂપુષ્ટિં**—સંતોષપણાને કર અને શરીરનું નિરોગીપણું કર
**કુરૂકુરૂ સ્વસ્તિંચ કુરૂકુરૂત્વં ॥ ૧૩ ॥**—સ્વસ્તિ એટલે કલ્યાણ કર વળી એટલાં વાનાં તું કર
**ભગવતિ ગુણવતિ શિવશાંતિ**—હે ભગવતી એટલે ઐશ્વર્યાદિ ગુણવાળી તથા હે ગુણવંતી કલ્યાણ, શાંતિ
**તુષ્ટિ પુષ્ટિ સ્વસ્તિહ કુરૂકુરૂજનાનાં**—તુષ્ટિ અને પુષ્ટિ તથા કલ્યાણ એટલાં વાનાં આ લોકને વિષે માણસોને કર

**ઓમિતિ નમો નમો હ્રાં હ્રીં હ્રૂં હ્રઃ**—જ્યોતિસ્વરૂપિણિ એવી હે દેવી! તમને નમસ્કાર થાઓ નમસ્કાર થાઓ (હ્રાં, હ્રીં, હ્રૂં, હ્રઃ એ મંત્રાક્ષર છે.)

**યઃ ક્ષઃ હ્રીં ફુટ્ ફુટ્ સ્વાહા ॥ ૧૪ ॥**—યઃ ક્ષઃ હ્રીં ફુટ્ ફુટ્ સ્વાહા ના મંત્ર સ્વરૂપિણિ હે દેવી તમને નમસ્કાર થાઓ એમાં ફુટ્ ફુટ્ એ શબ્દ વિઘ્ન નાશ કરનાર મંત્રાક્ષર છે અને હ્રાં, હ્રીં ઈત્યાદી શાંતિના મૂળ મંત્ર છે.

**એવં યન્નામાક્ષર**—એ પ્રમાણે જેના નામાક્ષર મંત્ર [ક્ષે]પી તે

**પુરસ્સરં સંસ્તુતા જયાદેવી**—પુર્વક સ્તુતિ કરેલી એવી જયાનામા •

**કુરૂતે શાંતિં નમતાં**—(પાઠાંતરે **કુરૂતે શાંતિ નિમિત્તં**) શ્રી શાંતિનાથ પ્રત્યે નમસ્કાર કરનારાઓને શાંતિ પ્રત્યે કરે છે ( પાઠાંતરે શાંતિનો હેતુ તેને કરે છે )

**નમો નમઃ શાંતયે તસ્મૈ ॥ ૧૫ ॥**—તે શાંતિનાથ પ્રત્યે વારંવાર નમસ્કાર થાઓ.

**ઇતિ પૂર્વ સૂરિ દર્શિત**—એ પ્રમાણે પૂર્વાચાર્યે બતાવેલા એવા

**મંત્ર પદ વિદર્ભિતઃ સ્તવઃ શાંતેઃ**—મંત્ર પદ એટલે મંત્રાક્ષર બીજ તેણે વિરચિત શ્રી શાંતિનાથજીનું સ્તવન જે તે

**સાલલાદિભય વિનાશિ**—પાણી આદિક વા ભયનો નાશ કરનાર

**શાંત્યાદિકરશ્ચ ભક્તિમતામ્ ॥ ૧૬ ॥**—અને ભક્તિમાન પુરૂષોને શાંતિ સુખ ઈત્યાદી કરનારો થાઓ

**યશ્ચૈનં પઠતિ સદા**—વળી જે માણસ આ સ્તવનને ભણે છે

**શૃણોતિભાવયતિ વા યથાયોગં**—યોગ ઠેકાણે રાખીને જે બીજા પાસેથી સાંભળે છે અથવા મનમાં સ્મરણ કરે છે

**સહિ શાંતિ પદં યાયાત્**—તે પુરૂષ નિશ્ચય શાંતિનુસ્થાનક જેમ પામે

**સૂરિઃશ્રી માનદેવશ્ચ ॥ ૧૭ ॥**—શ્રી માનદેવ સુરિ પણ શાંતિ પદને પામે એમાં કર્તાનુ નામ સૂચવ્યું છે.

**ઉપસર્ગાઃક્ષયં યાંતિ**—ઉપસર્ગો ક્ષય પામે છે

**છિદ્યંતે વિઘ્નવલ્લયઃ**—વિઘ્ન રૂપી વેલો તે પણ છેદાય છે

**મનઃ પ્રસન્નતામેતિ**—મન પ્રસન્નતા પ્રતે પામે છે

**પૂજ્યમાને જીનેશ્વરે ॥ ૧૮ ॥**—જિનેશ્વર ભગવાન ને પુજે છતે

**સર્વ મંગલ માંગલ્યં**—સર્વ માંગલ્યમાં માંગલિક એવું

**સર્વ કલ્યાણ કારણં**—બધા કલ્યાણનું કારણ

**પ્રધાનં સર્વ ધર્માણાં**—સર્વ ધર્મમાં મુખ્ય એવું

**જૈનં જયતિ શાસનં ॥ ૧૯ ॥**—જૈન શાસન જયવંતુ વર્તે છે.

## अथ चउक्कसाय प्रारंभ.

**પડિમલ્લ**=વેરી
**ઉલ્લૂરણું**=ઉચ્છેદનાર
**દુજ્જય**=દુર્જય
**મયણ**=મદન (ના)
**બાણ**=બાંણ
**મુસુમૂરણું**=ભાગનાર
**સરસ**=રસવાળો
**પિઅંગુ**=રાયણ
**વન્નુ**=વર્ણ, રંગ
**ગય**=હાથી
**ગામિઉ**=ગતિવાલા
**જયઉ**=ગતિવાલા

**પાસુ**=પાર્શ્વનાથ
**ભુવણ**=ભુવન
**ત્તય**=ત્રણ
**સામિઉ**=સ્વામી
**જસુ**=જેના
**તણુ**=શરીર
**કંતિ**=કાંતિ
**કડપ્પ**=સમૂહ
**સિણિદ્ધઉ**=સ્નિગ્ધ
**સોહઈ**=શોભે છે
**ફણિ**=ફેણનું
**મણિ**=મણિ (રત્ન)

**આલિદ્ધઉ**=સહિત
**નં**=નિશ્ચે
**નવ**=નવો
**જલહર**=મેઘ
**તડિત્**=વિજલી
**લય**=લતા
**લંછિઉ**=સહિત
**સો**=તે
**જીણુ**=જીન
**પાસુ**=પાર્શ્વ
**પયચ્છઉ**=આપો
**વંછિઉ**=વાંછિત

**ચઉક્કસાય પડિમલ્લુલ્લૂરણુ**—ચારં કષાય રૂપ જે વેરી તેના ઉચ્છેદનાર એટલે ટાળનાર .[બાણુમા ભાગનાર છે

**દુજ્જય મયણ બાણ મુસુમૂરણુ**—દુખે જીતાય એવા કામદેવના

**સરસ પિઅંગુવન્નું ગયગામિઉં**—પાકી રાયણુના ઝાડના જેવા નીલા શરીરના રંગવાળા, વળી હાથીના જેવી ગતિવાળા

**જયઉ પાસુ ભુવણુત્તય સામિઉ ॥ ૧ ॥**—ત્રણ ભુવનના સ્વામી શ્રી પાર્શ્વનાથ મહારાજ જયવંતા વર્ત્તે છે

**જસુતણુકંતિ કડપ્પ સિણિદ્ધઉ**—જેના શરીરની કાંતીનો સમૂહ સ્નિગ્ધછે

**સોહઇ ફણિમણિકિરણાલિદ્ધઉ**—નાગેંદ્રની મણિના કિરણેકરીવ્યાપ્ત શોભેછે

**નં નવ જલહર તડિલ્લય લંછિઉ**—વિજળીની લતાએ કરીને સહીત જેમ નવો મેઘ શોભે છે તેમ તે કાંતિ સમુહે શોભે છે.

**સો જિણુ પાસુ પયચ્છઉ વંછિઉ ॥ ૨ ॥**—તે પાર્શ્વનાથ મારા વાંછિત પ્રત્યે આપો.

## भरहेसरनी सज्झायना अर्थ.

**ભરહેસર**=ભરતેશ્વર
**બાહુબલી**=બાહુબલ
**અભયકુમારો**=અભય કુમાર
**ઢંઢણકુમારો**=ઢંઢણકુમાર
**સિરિઓ**=શ્રીયક,સરેયા
**અણિયાઉત્તો**=અણિકાપુત્ર
**અઇમુત્તો**=અતિમુક્ત
**નાગદત્તો**=નાગદત્ત
**મેઅજ્જ**=મેતાર્યમુનિ

**થૂલિભદ્દો**=થુલિભદ્ર
**વયરરિસી**=વજ્રઋષિ
**નંદિસેણુ**=નંદિષેણુ
**સીહગિરી**=સિંહગિરિ
**કયવન્નો**=કૃતવર્ણકુમાર
**પુંડરિઓ**=પુંડરિકજી
**કેસિ**=કેશિકુમાર
**હલ્લ**=હલ્યકુમાર
**વિહલ્લ**=વિહલ્યકુમાર
**સુદંસણુ**=સુદર્શનશેઠ

**સાલ**=સાલમુનિ
**મહાસાલ**=મહાસાલમુનિ
**સાલિભદો**=શાલિભદ્ર
**ભદો**=ભદ્રબાહુસ્વામી
**દસન્નભદો**=દશાર્ણભદ્ર
**પસન્નચંદો**=પ્રસન્નચંદ્ર રાજર્ષિ
**જસભદો**=યશોભદ્રસૂરિ
**જંબૂપહુ**=જંબુપ્રભુસ્વામી
**વંકચુલો**=વંકચૂલ

ગયસુકુમાલો=ગજસુકુમાર
અઇમુત્તો=અઇમુત્તો
અવંતિસુકુમાલો=અવંતિસુકુમાર
ધન્નો=ધન્નાશા
ઇલાઇ=ઇલાચી
પુત્તો=પુત્ર
ચિલાઇ=ચિલાતી
બાહુમુણિ=યુગબાહુમુનિ
અજ્જ=આર્ય
ગિરિ=મહાગિરિ
રખ્ખિઅ=રક્ષિત
સુહથ્થી=સુહસ્તી
ઉદાયણો=ઉદાયી રાજા
મણગો=મનકપુત્ર
કાલયસૂરિ=કાલકાચાર્ય
સંબો=સાંબકુમાર
પજ્જુન્નો=પ્રદ્યુમ્નકુમાર
મૂલદેવો=મૂલદેવરાજા
પભવો=પ્રભવસ્વામી
વિન્હુ=વિષ્ણુ
અદ્દ=આર્દ્ર
દઢપ્પહારી=દઢપ્રહારી
સિજ્જંસ=શ્રેયાંસકુમાર
મેહ=મેઘ

એમાઇ=ઇત્યાદિ
મહા=મોટા
સત્તા=સતા
સુહં=શુભ, સુખ
ગણેહિં=સમૂહવડે
ગહણે=ગ્રહણ કરવાથી
પાવપબંધા=પાપના સમૂહ
વિલય=વિનાશ
જંતિ=પામે છે
મણોરમા=મનોરમા
મયણરેહા=મદનરેખા
નમયા=નર્મદા
સીયા=સીતા
નંદા=નંદા
ભદ્દા=ભદ્રા
સુભદ્દા=સુભદ્રા
રાયમઇ=રાજેમતિ
રિસિદત્તા=ઋષિદત્તા
પઉમાવઇ=પદ્માવતી
અંજણા=અંજના
સિરીદેવી=શ્રીદેવી
જિટ્ઠ=જ્યેષ્ઠા
સુજિટ્ઠ=સુજયેષ્ઠા
મિગાવઇ=મૃગાવતી

પભાવઇ=પ્રભાવતી
ચિલ્લણા=ચેલણા
બંભી=બ્રહ્મી
સુંદરી=સુંદરી
રૂપ્પિણી=રૂકિમણી
રેવઇ=રેવતી
સિવા=શિવા
દેવઇ=દેવકી
દોવઇ=દ્રોપદી
કલાવઇ=કલાવતી
પુપ્ફચૂલા=પુષ્પચૂલા
ગોરી=ગૌરી
ગંધારી=ગાંધારી
લખ્ખમણા=લક્ષ્મણા
જંબુવઇ=જાંબુવતી
સચ્ચભામા=સત્યભામા
કન્હ=શ્રીકૃષ્ણ
અટ્ઠ=આઠ
મહિસીઓ=પટરાણીઓ
જખ્ખા=જક્ષા
જખ્ખદિન્ના=યક્ષદિન્ના
ભૂઆ=ભૂતા
ભૂઅદિન્ના=ભૂતદિન્ના
ભયણીઓ=બેનો
ઇચ્ચાઇ=ઇત્યાદિ

| | | |
|---|---|---|
| સઇઓ=સતીઓ | અજજવિ=આજ પણ | પડહો=ઢોલ |
| અકલંક=નિર્મલ | વજ્જઇ=વાજે છે | તિહુઅણે=ત્રણ ભુવનેં |
| સીલ=શીયલ | જાસિં=જેમનો | સયલે=સકલ |
| કલિઆઓ=સહિત | જસ=જશ (નું) | |

ભરહેસર બાહુબલી—શ્રી ભરતેશ્વર તથા બાહુબાળી

અભયકુમારો અ ઢંઢણકુમારો—અભયકુમાર વળી ઢંઢણકુમાર

સિરિઓ અણિયાઉત્તો—શ્રી થુળીભદ્રના નાનાભાઈ શ્રીયક; છઠ્ઠા અનિકાપુત્ર આચાર્ય

અઇમુત્તો નાગદત્તો અ ॥ ૧ ॥—અતિમુક્તકુમાર વળી નાગદત્ત

મેઅજજ થૂલિભદ્દો—મેતારજમુનિ, શ્રી થુલિભદ્રમુનિ

વયરરિસી નંદિસેણ સીંહગિરી—વજ્રરૂષિ એટલે વજ્રસ્વામી, નંદિષેણજી શ્રી સીંહગિરિજી મહારાજ જે વજ્રસ્વામીના ગુરૂ

કયવન્નો અ સુકોસલ—કૃતવર્ણકુમાર વળી સુકોશલમુનિ

પુંડરિઓ કેસિકરકંડુ ॥ ૨ ॥—શ્રી આદિનાથના પહેલા ગણધર પુંડરિકજી, કેશિકુમાર, કરકંડુ, પ્રત્યેક બુદ્ધમુનિ.

હલ્લ વિહલ્લ સુદંસણ—હલ્લકુમાર વિહલ્લકુમાર એ બંને શ્રેણિક રાજાના પુત્ર સુદર્શનશેઠ [શાલિભદ્ર પ્રસિદ્ધ ભાગી

સાલ મહાસાલ સાલિભદ્દો અ—સાલમુનિ તથા માહાસાલમુનિ તથા

ભદ્દો દસન્નભદ્દો—ભદ્રબાહુસ્વામી તથા દશાર્ણભદ્ર

પસન્નચંદો અ જસભદ્દો ॥ ૩ ॥—પ્રસન્નચંદ્રરાજરિષી શ્રીયશોભદ્રસૂરિ

જંબૂપહુ વંકચૂલો—જંબુપ્રભુસ્વામી, વંકચૂલ રાજકુમાર

ગયસુકુમાલો અવંતિસુકુમાલો—ગજસુકુમાલ અવંતિસુકુમાર

ધન્નો ઇલાઇપુત્તો—ધનાશેઠ વળી એલાચીપુત્ર

**ચિલાઇપુત્તો અ બાહુમુણી ॥ ૪ ॥**—ચિલાતિપુત્ર વળી યુગબાહુ મુનિ
**અજ્જગિરિ અજ્જરક્ખિઅ**—આર્ય મહાગિરીજી તથા આર્યરક્ષિતસૂરિ
**અજ્જસુહત્થી ઉદાયગો મણગો**—આર્યસુહસ્તિસૂરિ ઉદાઈ રાજા વળી મનક પુત્ર
**કાલયસૂરિ સંબો**—કાલિકાચાર્ય, શાંબકુમાર
**પજ્જુન્નો મૂલદેવો અ ॥ ૫ ॥**—પ્રદ્યુમ્નકુમાર, મૂલદેવરાજા.
**પભવો વિન્હુકુમારો**—પ્રભવસ્વામીજી તથા વિષ્ણુકુમાર
**અદ્દકુમારો દઢપ્પહારી અ**—આર્દ્રકુમાર વળી દઢપ્રહારી ચોર
**સિજ્જંસ કૂરગડૂઅ**—શ્રેયાંસકુમાર તથા કૂરગડુ સાધુ [કુમાર
**સિજ્જંભવ મેહકુમારો અ ॥ ૬ ॥**—શ્રી જંભવ આચાર્ય અને મેઘ-
**એમાઈ મહા સત્તા**—ઇત્યાદિક બીજા પણ મોટા પરાક્રમી પુરૂષો
**દિંતુ સુહં ગુણગણેહિં સંજુત્તા**—જ્ઞાનાદિ ગુણોના સમુહે કરી સહિત એવા સુખ પ્રત્યે આપો
**જેસિં નામગ્ગહણે**—જેમનાં નામ લેવાથી
**પાવપબંધા વિલય જંતિ ॥ ૭ ॥**—પાપના બંધ તે વિનાશ પામે છે.
**સુલસા ચંદનબાલા**—સુલસા શ્રાવિકા તથા ચંદનબાલા
**મણોરમા મયણરેહા દમયંતી**—મનોરમા, મદનરેખા, વળી દમયંતી
**નમયાસુંદરી સીયા**—નર્મદાસુંદરી, સીતાસતિ
**નંદા ભદ્દા સુભદ્દા ય ॥ ૮ ॥**—નંદા, ભદ્રા શેઠાણી, સુભદ્રા.
**રાઇમઇ રિસિદત્તા**—રાજીમતી ને ઋષિદત્તા
**પઉમાવઇ અંજણા સિરીદેવી**—પદ્માવતી, અંજનાસુંદરી, વળી શ્રીદેવી
**જિટ્ઠ સુજિટ્ઠ મિગાવઇ**—જયેષ્ટા, સુજયેષ્ટા, મૃગાવતી
**પભાવઇ ચિલ્લણા દેવી ॥ ૯ ॥**—પ્રભાવતી, ચેલણારાણી એ પાંચે ચેડારાજાની પુત્રીઓ જાણવી.

**બંભી સુંદરી રૂપ્પિણિ**—બ્રાહ્મી, સુંદરી, રૂકમિણી [શ્રાવિકા
**રેવઇ કુંતી સિવા જયંતી ય**—રેવતિ, શ્રાવિકા, કુંતી, શિવા, અને જયંતી
**દેવઇ દોવઇ ધારિણી**—દેવકી, દ્રૌપદી, ધારણી
**કલાવઇ પુપ્ફચૂલાય ॥ ૧૦ ॥**—કલાવતી તથા પુષ્પચૂલા.
**પઉમાવઇય ગોરી**—પદ્માવતી, ગોરી
**ગંધારી લખ્ખમણા સુસીમાય**—ગંધારી, લક્ષ્મણા, સુસીમા
**જંબુવઇ સચ્ચભામા**—જંબુવતી, સત્યભામા
**રૂપ્પિણી કન્હટ્ઠ મહિસીઓ ॥ ૧૧ ॥**—રૂકિમણી, શ્રીકૃષ્ણની એ આઠ પટરાણીઓ છે
**જખ્ખાય જખ્ખદિન્ના**—યક્ષા, યક્ષદિન્ના
**ભૂઆ તહ ચેવ ભૂઅદિન્ના ય**—ભૂતા તથા વળી નિશ્ચે ભૂતદિન્ના
**સેણા વેણા રેણા**—સેના, વેણા, રેણા એ સાત
**ભયણીઓ થૂલિભદ્દસ્સ ॥ ૧૨ ॥**—શ્રી સ્થુલિભદ્રજીની બેનો જાણવી.
**ઇચ્ચાઇ મહાસઇઓ**—ઇત્યાદી મોટી સતીઓ [વંતી વર્તે છે.
**જયંતિ અકલંક સીલકલિઆઓ**—નીર્મળ શીલગુણેકરીને સહીત જય-
**અજ્જવિ વજ્જઇ જાસિં**—વળી જેના આજ પણ વાગે છે
**જસ પડહો તિહુઅણે સયલે ॥ ૧૩ ॥**—સકળત્રિભુવનનેવિષે જયના ડંકા. ॥ ૧૩ ॥

## તીર્થ વંદન.

સકળ તીર્થ વંદુ કરજોડ જિનવરનામે મંગળ કોડ; પહેલે સ્વર્ગે લાખબત્રીશ, જિનવર ચૈત્ય નમું નિશદિસ ॥ ૧ ॥ બીજે લાખ અઠ્ઠાવીસ કહ્યાં, ત્રીજે બારલાખ સદહ્યાં, ચોથે સ્વર્ગે અડ-લખધાર, પાંચમે વંદુ લાખજ ચાર ॥ ૨ ॥ છઠ્ઠે સ્વર્ગે સહસ પ-

ચાસ, સાતમે ચાલીશ સહસ પ્રાસાદ, આઠમે સ્વર્ગે છ હજાર, નવ દશમે વંદુ શત ચાર ॥ ૩ ॥ અગીયાર બારસે ત્રણસેં સાર નવગ્રૈવેયકે ત્રણસેં અઢાર, પાંચ અનુત્તર સર્વે મળી, લાખ ચોરાશી અધિકાં વળી ॥ ૪ ॥ સહસ સત્તાણુ ત્રેવીસસાર, જિનવર ભુવન તણો અધિકાર, લાંબા સો જોજન વિસ્તાર, પચાસ ઉંચાં બોહોંતેર ધારં ॥ ૫ ॥ એકસોએંસી બિંબ પ્રમાણ, સભા સહિત એક ચૈત્યે જાણ, સો કોડ બાવનકોડ સંભાળ, લાખ ચોરાણું સહસ ચોંઆળ ॥ ૬ ॥ સાતસેં ઉપર શાઠ વિશાળ, સવી બિંબ પ્રણમું ત્રણકાળ, સાતક્રોડને બોતેર લાખ, ભુવનપતિમાં દેવલ ભાખ ॥ ૭ ॥ એકસો એંશી બિંબ પ્રમાણ, એક એક ચૈત્યે સંખ્યા જાણ, તેરશેં ક્રોડ નવ્યાશીક્રોડ સાઠ લાખ વંદુ કરજોડ ॥ ૮ ॥ બત્રીશેને ઓગણસાઠ, તીર્છા લોકમાં ચૈત્યનો પાઠ, ત્રણ લાખ એકાણું હજાર, ત્રણશેં વીશ તે બિંબ જુહાર ॥ ૯ ॥ વ્યંતર જ્યોતિષિમાં વળી જેહ, શાશ્વતા જિન વંદુ તેહ, રિષભ ચંદ્રાનન વારિષેણ, વર્દ્ધમાન નામે ગુણશેણ ॥ ૧૦ ॥ સમેતશિખર વંદુ જિનવીશ, અષ્ટાપદ વંદુ ચોવીશ, વિમલાચલને ગઢગિરનાર, આબુ ઉપર જિનવર જુહાર ॥ ૧૧ ॥ શંખેશ્વર કેસરિયો સાર, તારંગે શ્રી અજિત જુહાર, અંતરિક્ષ વરકાણો પાસ, જીરાવલોને થંભણ પાસ ॥ ૧૨ ॥ ગામનગર પુરપાટણ જેહ, જિનવર ચૈત્ય નમું ગુણ ગેહ, વિહરમાન વંદુ જિનવીશ, સિદ્ધ અનંત નમું નિશદીશ ॥ ૧૩ ॥ અઢી દ્વીપમાં જે અણગાર, અઢાર સહસસિલાંગના ધાર, પંચમહાવ્રત સમિતિ સાર, પાલે પલાવે પંચાચાર ॥ ૧૪ ॥ બાહ્ય અભ્યિંતર તપ ઉજમાલ, તે મુનિ વંદુ ગુણ મણિમાલ, નિત્ય નિત્ય ઉઠી કીર્તિ કરૂં, જીવ કહે ભવ સાગર તરૂં ॥ ૧૫ ॥

## શ્રી જગચિંતામણિ.

જગ=જગત
નાહ=નાથ
રક્ખણ=રખવાલ
બંધવ=ભાઇ
સત્થવાહ=સાર્થવાહ
વિઅક્ખણ=વિચક્ષણ
અટ્ઠાવય=અષ્ટાપદ
સંઠવિય=સ્થાપેલાં
રૂવ=રૂપ, પ્રતિમા
કમ્મટ્ઠ=આઠ કર્મ
વિણાસણ=નાશ કરનાર
જયંતુ=જયવંતા વર્તો
અપ્પડિહય=હણાય નહી તેવું.
સાસણ=શાસન
સંઘયણિ=સંઘયણ
ઉક્કોસય=ઉત્કૃષ્ટ પદે
સત્તરિ=સીત્તેર
સય=સો
જિણવરાણ=જીનવરોના
વિહરંત=વિચરતા
લબ્ભઇ=લાભે, મળે, પામીએ

કોડિ=ક્રોડ
કેવલિ=કેવલ જ્ઞાનીઓની
સહસ્સ=હજાર
ગમ્મઇ=જાણિયે
મુણિ=મુનિ
બિહું=બે
સમણહ=સાધુ
દુઅ=બે
થુણિજ્જઅ=સ્તવિએ
નિચ્ચ=નિત્ય
વિહાણિ=વહાણામાં
સામી=સ્વામી
રિસહ=ઋષભ
સત્તુંજી=શેત્રુંજય ઉપર
પહુ=પ્રભુ
નેમિ=નેમિનાથ
સચ્ચઉરી=સત્યપુરી
મંડણ=આભૂષણ
ભરૂઅચ્છહિં=ભરૂચ નગરમાં
મુહરિ=મુહરિ (ગામ)
દુહ=દુખ

દુરિય=પાપ
ખંડણ=નાશ કરનાર
અવર=બીજા
વિદેહિં=મહાવિદેહમાં
ચિહુ=ચારે
દિસિ=દિશાઓમાં
જિં=જે
કેવિ=કોઇ પણ
તીઅ=અતીતકાલ
અણાગય=અનાગત
સત્તાણવઇ=સતાણું
લક્ખા=લાખ
છપ્પન્ન=છપ્પન,
બત્તીસય=બત્રીસેં
બાસિઆઇં=બ્યાશી
ચેઇએ=ચૈત્યોને
પનરસ=પન્નર
સયાઇં=સેંકડો
બાયાલ=બેતાલીસ
અડવન્ના=અઠ્ઠાવન
અસિઇ=એંશી
સાસય=શાશ્વતા
પણમામિ=પ્રણમું છું

**જગચિંતામણિ જગનાહ**—જગતના જીવોના મનોવાંછિત પૂરવા માટે ચિંતામણિ રત્ન જેવા અને જગતના નાથ

**જગગુરૂ જગરક્ખણું**—જગતના ગુરૂ અને જગતના જીવોના રક્ષક

**જગબંધવ જગસથ્થવાહ**—જગતના જંતુના મોહોટા, વિવેકવંત ભાઇ અને મોક્ષાભિલાષી સાધુ પ્રમુખના સાર્થવાહ છે

**જગભાવ વિઅક્ખણ**—જગત એટલે ષટ દ્રવ્ય તથા જીવાદિક નવ પદાર્થોના રહસ્ય દર્શાવવાને વિષે વિચક્ષણ એટલે ડાહ્યા છે

**અઠ્ઠાવય સંઠવિય**—અષ્ટાપદ પર્વતની ઉપર ભરતેશ્વરે સંસ્થાપીત કર્યા છે

**રૂવકમ્મઠ્ઠવિણાસણ**—રૂપ એટલે બિંબ જેનાં વળી જ્ઞાનાવરણાદીક આઠ કર્મોનો કીધો છે વિનાશ જેણે

**ચઉવિસંપિજિણવર**—એવા ચોવિસે જિવર નિશ્ચય

**જયંતુ અપ્પડિહયસાસણ ॥ ૧ ॥**—વળી કોઇથી રોકાય નહીં એવું શાસન જયવંતુ વર્તો:

**કમ્મભૂમિહિં કમ્મભૂમિહિં**—અસિ, મષી અને કૃષિ રૂપ કર્મ જીહાં વર્તે છે એટલે એ ત્રણથી આજીવિકા ચાલે છે તેને કર્મભૂમિકા કહીએ તે કર્મભૂમિના પંદર ક્ષેત્રને વિશે

**પઢમ સંઘયણિ**—પ્રથમ સંઘયણ વજ્રઋષભનારાચ તેના ધણી એવા

**ઉક્કોસય સત્તરિસય**—ઉત્કૃષ્ટપણે એકસો સીતેર

**જિણવરાણ વિહરંત લબ્ભઇ**—તિર્થંકર દેવો વિચરતા લાભે

**નવકોડિહિં કેવલિણ**—નવકોડિ કેવળજ્ઞાની મહારાજા

**કોડિસહસ્સનવસાહુ ગમ્મઇ**—નવહજાર કોડિ સાધુ જિનાગમથીજાણીએ

**સંપઇ જિણવર વીસમુણિ**—સંપ્રતિ એટલે હાલમાં શ્રી સીમંધરસ્વામી પ્રમુખ વિશ જિનવર વિચરેવા પામીએ અને મુનિ

**બિહુ કોડિહિં વરનાણ**—બે કોડિ અને પ્રધાન કેવલજ્ઞાનના ધારનાર

સમણહ કોડિ સહસ દુઅ—બે સહસ્ર કોડિ સાધુ વિચરે છે તે સર્વને.
થુણિજ્જિઅ નિચ્ચ વિહાણિ—નિત્ય પ્રભાતે સ્તવિએ
જયઉ સામી જયઉ સામી—જયવંતા વર્તો, સ્વામી જયવંતા વર્તો
રિસહ સત્તુંજિ—સ્વામી રિષભદેવ શ્રી શત્રુંજય તીર્થ ઉપર
ઉજ્જિંત પહુ નેમિજિણ—શ્રી ગીરનારજી ઉપર શ્રી નેમિજીન પ્રભુ
જયઉ વીર સચ્ચઉરિ મંડણ—સત્યપુરી એટલે સાચોર નગર તેના આ-
ભુષણ રૂપ શ્રી મહાવીરસ્વામી જયવંતા વર્તો
ભરૂઅચ્છહિં મુણિસુવ્વય—શ્રી ભરૂચ શહેરમાં શ્રી મુનિસુવ્રતસ્વામિ
મુહરિપાસ દુહદુરિઅ ખંડણ—મુહરિ ગામના નાયક શ્રી પાર્શ્વનાથ એ
જિનપંચક, દુઃખ અને દુરિતનો નાશ કરનાર છે
અવરવિદેહિં તિત્થયરા—બીજા પાંચ મહાવિદેહને વિષે જે તિર્થંકરો છે.
ચિહું દિસિ વિદિસિ જિં કેવિ—ચાર દિશાઓ અને ચાર વિદિશાઓ
એટલે ખુણાઓમાં જે કોઈ પણ
તીઆણાગય સંપઈઅ—અતિત, અનાગત અને સંપ્રતિ એટલે વર્તમાન
કાળ એ ત્રણ કાળ સંબંધી
વંદુ જિણ સવ્વેવિ ॥ ૪ ॥—સર્વ તિર્થંકર દેવને હું વાંદુછું.
સત્તાણવઇ સહસ્સા, લક્ખા છપ્પન્ન અટ્ઠ કોડીઓ, બત્તીસ બાસિ-
આઇં (પાઠાંતર બત્તીસય બાસિઆઇં,) તિઅલોએ ચેઇએ વંદે—
આઠ ક્રોડ, છપ્પન લાખ સત્તાણું હજાર બત્રીસેને બ્યાશી ત્રણ લોકને
વિષે સર્વ જિનપ્રાસાદપ્રતે હું વાંદું છું.
પનરસ કોડિ સયાઇં—પંદરસેં ક્રોડ અને
કોડિ બાયાલ લક્ખ અડવન્ના—બેતાલીસ ક્રોડ અઠ્ઠાવન લાખ
છત્તીસ સહસ અસિઇ (પાઠાંતર) અસિઆઇં—છત્રીસહજાર ને એંશી
સાસય બિંબાઇં પણમામિ ॥ ૫ ॥—શાશ્વતા જિનબિંબ છે તે સર્વ
પ્રત્યે પ્રણમુંછુ.

## અથ વિશાલ લોચનં.

લોચન=આંખો
દલં=પત્ર
પ્ર=અત્યંત
ઉદ્યત=જલહલતું
દંત=દાંત (નાં)
અંશુ=કિરણ
કેશરં=કેસર, સુગંધના
કણીઆ
પ્રાત:=પ્રભાતે
પદ્મં=કમલ
પુનાતુ=પવિત્ર કરો
વ:=તમને
યેષાં=જેમના
અભિષેક=અભિષેક

કર્મ=કાર્ય
કૃત્વા=કરીને
મત્તા=માતાથકા
હર્ષ=હરખ (ના)
ભરાત=સમૂહથી
સુખં=સુખે
સુરેંદ્રા:=દેવેંદ્રો
તૃણં=તરણું
અપિ=પણ
ગણયંતિ=ગણે છે
નૈવ=નહીંજ
નાકં=સ્વર્ગને
શિવાય=મોક્ષને માટે
નિર્મુક્તં=રહિત

અમુક્તા=નહી મૂકાયેલી
પૂર્ણતં=પૂર્ણતા
કુતર્ક=ખોટા વિચાર
રાહુ=રાહુગ્રહ
ગ્રસનં=ખાનારૂ
ઉદયં=ઉગતું
અપૂર્વ=પહેલાં નહી
જોએલા
ચંદ્ર=ચંદ્રમા
ભાષિતં=કહેલો
દિનાગમે=સવારમાં
નૌમિ=સ્તવું છું
બુધૈ:=પંડિતોએ

વિશાલલોચનદલં—વિશાળ નેત્રરૂપ પત્ર છે જેમાં

પ્રોદ્યદંતાંશુકેસરં—વળી અત્યંત ઝળહળતા એવા દાંતના કીરણ રૂપ કેસર સુગંધના કણીઆ છે જેને વિષે એવું

પ્રાતર્વિર જિનેંદ્રસ્ય—પ્રભાત સમયે શ્રી વીરસ્વામીનું

સુખં પદ્મં પુનાતું વ: ॥ ૧ ॥—મુખરૂપી કમલ તને (ભવ્ય જીવોને) પવિત્ર કરે

યેષામભિષેક કર્મ કૃત્વા—જેઓના અભિષેકનું કામ કરીને

મત્તાહર્ષભરાત સુખં સુરેંદ્રા:—હરખના સમુહથી માતા એવા દેવતાઓના ઇંદ્ર

તૃણમપિ ગણયંતિનૈવનાકં—સ્વર્ગના સુખને તૃણ માત્ર પણ ગણતાનથી

પ્રાતઃ સંતુ સિવાય તે જિનેંદ્રાઃ ॥ ૨ ॥—પ્રભાત સમયે તે તિર્થંકર દેવો કલ્યાણને અર્થે થાઓ

કલંકનિર્મુક્તમમુક્તપૂર્ણતં—કલંક રહિત એવું અને નથી મુકાઇ પૂર્ણતા જેની એટલે સંપૂર્ણ

કુતર્કરાહુ ગ્રસનં સદોદયં—કુતર્ક કરનારા એવા જે પરદર્શનીરૂપ રાહુ તેને ભક્ષણ કરનાર એવું તથા હમેશાં ઉદય છે એવું

અપૂર્વચંદ્રજિનચંદ્રભાષિતં—અપૂર્વચંદ્ર જેવું જીનચંદ્ર સંબંધી ભાષિત જે આગમ

દિનાગમે નૌમિ બુદ્ધૈર્નમસ્કૃતં ॥ ૩ ॥—પંડિત પુરૂષોએ નમસ્કાર કરેલા આગમ પ્રતે પ્રભાત સમયે હું સ્તવુંછું.

## अथ मन्हजिणाणं सज्झाय.

મન્હ જિણાણં આણં—જીનેશ્વર ભગવાનની આજ્ઞાને માનવી

મિચ્છં પરિહરહ ધર સમ્મત્તં—મિથ્યાતનો ત્યાગ કરવો અને સમકિતને ધારણ કરવું

છવ્વિહ આવસ્સયંમિ—૭ પ્રકારના આવશ્યકમાં

ઉજ્જુતો હોઇ પઇ દિવસં ॥ ૧ ॥—પ્રતિ દીવસ ઉદ્યમવંત હોય.

પ્વ્વેસુ પોસહવયં—પર્વ દિવસને વિષે પોષધ વ્રત

દાણં સીલં તવોઅ ભાવોઅ—દાન શીયળ તપ અને ભાવના

સજ્ઝાય નમુક્કારો—સ્વાધ્યાય અને નમસ્કાર

પરોવયારો અ જયણા અ ॥ ૨ ॥—પરોપકાર અને વળી જતના રાખે

જિણપૂઆ જિણથૂણિણં—જીનેશ્વરની પૂજા અને જીનેશ્વર ભગવાનની સ્તુતિ

ગુરૂ થુઅસાહમ્મિઅ આણુવચ્છલ્લં—ગુરૂનીસ્તુતિ અને સાધર્મિઓનું વાત્સલ્ય

વવહારસ્સય સુદ્ધિ—વ્યવહારની શુદ્ધિ

રહજુત્તા તિથ્થજુત્તાય ॥ ૩ ॥—રથયાત્રા અને તીર્થયાત્રા સહિત.

ઉવસમ વિવેક સંવર—ઉપસમ, વિવેક, અને સંવર
ભાસા સમિઇ છ જીવકરૂણાય—ભાષાસમિતી અને છકાય જીવથી રક્ષા
ધમ્મિઅ જણ સંસગ્ગો—ધાર્મિક માણસનો સંસર્ગ
કરણ દમો ચરણ પરિણામો ॥ ૪ ॥—ઇંદ્રિઓનું દમવું અને ચારિત્રનો પરિણામ.
સંઘોવરિ બહુમાણો—શ્રી સંઘ ઉપર બહુ માન
પુથ્થય લિહણં પભાવણા તિથ્થે—પુસ્તક લખાવવું અને તીર્થમાં પ્રભાવના કરવી
સઢ્ઢાણ કિચ્ચ મેઅં—શ્રાવક લોકોનાં આ કૃત્ય છે
નિચ્ચં સુગુરૂ વએસેણં ॥ ૫ ॥—તે નિત્યસુગુરૂના ઉપદેશથી જાણીલેવું.

## अथ पोसहनुं पच्चखाण.

કરેમભંતે પોસહં—હે ભગવંત હું પોષધ વ્રત કરૂં છું.
આહાર પોસહં દેસઓ સવ્વઓ—આહારનો પોષધ દેશ થકી તથા સર્વ થકી એટલે અપવાસ તથા એકાસણું કરવાથી
શરીર સક્કાર પોસહં સવ્વઓ—શરીરનો સત્કાર પોષધ સર્વ થકી એટલે શરીરને બીલકુલ સમારવું નહીં
બંભચેર પોસહં સવ્વઓ—બ્રહ્મચર્યનો નિયમ સર્વ થકી
અવ્વાવાર પોસહં સવ્વઓ—અવ્યાપારનો નિયમ સર્વ થકી
ચઉવ્વિહે પોસહં ઠામિ—ચાર પ્રકારના પોસહવડે હું રહુંછું
જાવદિવસં અહોરત્તં પજ્જુવાસામિ—આખો દીવસ અથવા રાત દિવસ પુંરૂં કરૂં એટલે પાળુ
દુવિહં તિવિહેણં—બે કરણ ને ત્રણ જોગવડે
મણેણં વાયાએ કાએણં—મન, વચન ને કાયાના ત્રણ જોગવડે

નકરેમિ, નકારવેમિ—ન કરૂં અને નહીં કરાવું એ બે કરણથી
તસ્સ ભંતે પડિક્કમામિ—તેથી હે ભગવંત હું પ્રતિક્રમું છું.
નિંદામિ ગરિહામિ-નિંદુછું અને ગુરૂ સાખે વધારે નિંદુછું
અપ્પાણં વોસિરામિ ॥ ૧ ॥—આત્માને હું વોસિરાવું છું.

## अथ पोसहं पारतां गाथा.

સાગરચંદો કામો—સાગરચંદ અને કામ દેવ
ચંદવડિંસો સુદંસણો ધન્નો—ચંદ્રાવતંસક, સુદર્શનશેઠ અને ધન્નાજી
જેસિં પોસહ પડિમા—જેની પોષધ પ્રતિમા
અખંડિઆ જીવિઅંતેવિ ॥ ૧ ॥—જીવિતના અંત સુધી પણ અખંડિત રહી એટલે મરણાંત કષ્ટ આવે છતે પણ લગાર માત્ર પણ ડગ્યા નહીં.

ધન્ના સલાહણિજ્જા—ધન્ય છે તે પુરૂષોને અને તેઓ વખાણવા લાયક છે
સુલસાઆણંદકામદેવાય—સુલસાશ્રાવિકા, આણંદ અને કામદેવનામે શ્રાવક
જેસિંપસંસઇ ભયવં, દઢવ્વયંતં મહાવીરો ॥ ૨ ॥—જેમને ભગવાન મહાવીર સ્વામી દ્રઢ વ્રતને સારૂ વખાણે છે

પોસહ વિધી લીધું વિધી પારિઉં વિધી કરતાં જે કોઈ અવિધિ હુઓ હોય તે સવિ હું મન વચન કાયાએ કરી મિચ્છામિ દુક્કડં ॥ ઇતિ ॥

## अथ देवसिप्रतिक्रमण विधि.

૧ પ્રથમ સામાયિક લીજે
૨ પછી પાણી વાપર્યું હોય તો મુહપત્તી પડિલેહવી
૩ આહાર વાવર્યો હોય તો વાંદણાં બે દેવાં તેમાં બીજા વાંદણામાં આવસિઆએ પાઠ ન કહેવો
૪ યથાશક્તિ પચ્ચખાણ કરવું

૫ ખમાસમણ દેઇ ઇચ્છાકારેણ૰ કહી વડેરા અથવા પોતે ચૈત્યવંદન કહીને પછી જંકિંચિ કહી

૬ નમુથ્થુણં કહી ઉભા થઇને અરિહંત ચેઇયાણં કહીને એક નવકારનો કાઉસ્સગ્ગ કરી નમોઽર્હત૰ કહીને પ્રથમ થોય કહેવી પછી

૭ લોગસ્સ કહેવો સવ્વલોએ અરિહંત ચેઇયાણં કહીને એક નવકારનો કાઉસ્સગ્ગ પારીને બીજી થોય કહેવી પછી

૮ પુખ્ખરવદી કહી સુઅસ્સ ભગવઓ કરેમિ કાઉસ્સગ્ગં વંદણ૰

• એક નવકારનો કાઉસ્સગ્ગ પારી ત્રીજી થોય કહેવી

૯ સિદ્ધાણં બુદ્ધાણં કહી વૈયાવચ્ચ ગરાણં કરેમિ કાઉસ્સગ્ગં અનથ્થ૰ પછી એક નવકારનો કાઉસ્સગ્ગ પારી નમોઽર્હત૰ કહી ચોથી થોય કહેવી

૧૦ પછી બેશીને નમુથ્થુણં કહેવું પછી

૧૧ ચાર ખમાસમણ દેવા પૂર્વક ૧ ભગવાન, ૨ આચાર્ય, ૩ ઉપાધ્યાય, ૪ સર્વ સાધુ પ્રત્યે થોભવંદન કરીએ

૧૨ ઇચ્છાકારેણ૰ દેવસી પ્રતિક્રમણે ઠાઉં એમ કહી જમણો હાથ ચવળા કટાસણા ઉપર થાપીને ઇચ્છં સવ્વસ્સવિદેવસિય૰ કહેવું પછી

૧૩ ઉભા થઇ કરેમિભંતે ઇચ્છામિ ઠામિ કાઉસ્સગ્ગં જો મે દેવસિઓ તસ્સઉત્તરી કહી પછી

૧૪ અતિચારની આઠ ગાથાનો કાઉસ્સગ્ગ કરવો આઠ ગાથા ન આવડે તો આઠ નવકારનો કાઉસ્સગ્ગ કરવો તે પારીને પછી

૧૫ લોગસ્સ કહેવો પછી બેશીને ત્રીજા આવશ્યકની મુહપતિ પડિલેહીને વાંદણાં બે દેવાં

૧૬ પછી ઉભા થઇને ઇચ્છાકા૰ દેવસિઅં આલોઉં ઇચ્છં આલોએમિ જો મે દેવસિઓ કહીને

૧૭ પછી સાત લાખ કહેવા પછી અઢાર પાપસ્થાનક આલોઇને

૧૮ સંવચ્છરિઅ દેવસિઅં૰ ઇચ્છાકારેણ સંદિસહ ભગવાન ઈચ્છં તસ્સ મિચ્છામિ દુક્કડં કહેવું

૧૯ બેસીને એક નવકાર ગણી કરેમિભંતે૰ ઇચ્છામિ પડિક્કમિઉં જો મે દેવસિઓ૰ કહીને

૨૦ વંદિતુ કહીને વાંદણાં બે દેવાં પછી

૨૧ અબ્ભુટ્ઠિઓહં અબ્ભિંતર દેવસિઅં ખામિને વાંદણાં બે દેવાં પછી ઉભા થઈ

૨૨ આયરિય ઉવઝાએ કહીને કરેમિભંતે ઇચ્છામિઠામિ કાઉસ્સગ્ગં જો મે દેવસિઓ કહી તસ્સઉત્તરી કહી પછી

૨૩ બે લોગસ્સનો અથવા આઠ નવકારનો કાઉસ્સગ્ગ પારીને

૨૪ લોગસ્સ કહેવો સવ્વલોએ અરિહંત ચેઇયાણં કહી એક લોગસ્સ અથવા ચાર નવકારનો કાઉસ્સગ્ગ પારીને

૨૫ પુખ્ખરવરદી સુઅસ્સ ભગવઓ કરેમિ૰ વંદણ૰ કહી એક લોગસ્સ અથવા ચાર નવકારનો કાઉસ્સગ્ગ કરીને

૨૬ સિદ્ધાણં બુદ્ધાણં કહી સુઅદેવયાએ કરેમિ કાઉસ્સગ્ગં અન્નથ્થ૰ કહી એક નવકારનો કાઉસ્સગ્ગ પારી નમોઽર્હત૰ કહી પુરૂષે સુઅદેવયાની પહેલી થોય અને સ્રીયે કમલદલની પહેલી થોય કહેવી પછી આદેશ લેઈ

૨૭ ખેત્ર દેવયાએ કરેમિ કાઉસ્સગ્ગં અન્નથ્થ૰ કહી એક નવકારનો કાઉસ્સગ્ગ પારી નમોઽર્હત્૰ કહી ક્ષેત્ર દેવયાની થોય સ્રીને તથા પુરૂષને કહેવી પછી

૨૮ પ્રગટ એક નવકાર ગણી બેસીને

૨૯ છઠ્ઠા આવસ્યકની મુહપત્તી પડિલેહી બે વાંદણાં દીજે પછી

૩૦ ૧ સામાયિક, ૨ ચઉવ્વિસથ્થો, ૩ વંદણ, ૪ પડિક્કમણું, ૫ કાઉસ્સગ્ગ, ૬ પચ્ચખ્ખાણ, કર્યુંછેજી એ ૭ આવસ્યક સંભારવા પછી

૩૧ ઇચ્છામો અણુસટ્ઠીં નમો ખમાસમણાણું કહી નમોઽર્હત્સિ૦ કહીને પુરૂષ નમોસ્તુ વર્દ્ધમાનાય કહે, સ્ત્રી સંસારદાવાની ત્રણ થોયો કહે

૩૨ નમુથ્થુણં કહી સ્તવન કહેવું પછી

૩૩ વરકનક કહી ભગવાન આદે વાંદવા પછી

૩૪ જમણો હાથ ઉપધી ઉપર થાપી અઠ્ઠાઇજ્જેસુ કહેવું પછી

૩૫ દેવસિય પાયછિત્તનો કાઉસ્સગ્ગ ચાર લોગસ્સનો અથવા સોલ નવકારનો કરવો તે કાઉસ્સગ્ગ પારી પછી

૩૬ પ્રગટ લોગસ્સ કહીને બેસીને

૩૭ ખમાસમણ બે દેઈ સઝાયનો આદેશ માગી એક નવકાર ગણી સઝાય કરીએ પછી એક નવકાર ગણીએ

૩૮ પછી દુખ્ખખ્ખઓ કમ્મખ્ખઓનો કાઉસ્સગ્ગ ચાર લોગસ્સનો સંપૂર્ણ અથવા સોળ નવકારનો પોતે પારીને નમોઽર્હત્૦ કહી લઘુ શાંતિ કહેવી પછી

૩૯ પ્રગટ લોગસ્સ કહેવો પછી

૪૦ ઇરયાવહી, તસ્સઉત્તરી કહી એક લોગસ્સ અથવા ચાર નવકારનો કાઉસ્સગ્ગ કરી પ્રગટ લોગસ્સ કહેવો

૪૧ પછી ચઉક્કસાય નમુથ્થુણં કહી જાવંતિ બે કહી ઉવસ્સગ્ગહરં જયવીઅરાય કહી મુહપત્તિ પડિલેહવી ઇચ્છામિ૦ ઇચ્છાકા૦ સામાયિક પારૂં યથાશક્તિ ઇચ્છામિ૦ ઇચ્છાકા૦ સામાયિક પાર્યું તહત્તિ કહી પછી

૪૨ જમણો હાથ ઉપધી ઉપર થાપી એક નવકાર ગણીને સામાઇઅવયજુત્તો કહેવો પછી

૪૩ થાપેલી થાપના હોય તો એક નવકાર ગણી ઉઠે. ઇતિ દેવસિ પ્રતિક્રમણ વિધિ ॥ બાકી અંતરવિધિ વડેરાથી સમજવો.

## अथ पडिलेहण करवानो विधि.

પૂર્વે રીતે ઇરિયાવહિ પડિક્કમી જાવત્ લોગસ્સ કહી ઉભે પગે બેસી મુહપતિ કટાસણું ચરવળો વસ્ત્ર કંદોરો આદે પડિલેહવાં પછી કાજો કહાડવો પછી કાજો કહાડનાર અપનાની સામે ઉભો રહી ઇરિયાવહિ પડિક્કમે પછી કાજો પરઠવવા જગ્યા શોધી અણુજાણહ જસ્સગ્ગો કહી કાજો પરઠવે પછી વાર ૩ વોસિરે કહે ॥ ઇતિ ॥

## अथ देव वांदवानो विधि.

પ્રથમ ઇરિયાવહિ પડિક્કમવાથી જાવત્ લોગસ્સ કહી પછી ઉત્તરાસણ નાંખી ચૈત્યવંદન કહી જયવીઅરાય અડધા કહે વળી બીજું ચૈત્યવંદન કરે જાવત્ ચાર થોયો કહી નમુથ્થુણં એવું કહી બીજી ચાર થોયો કહે પછી નમુથ્થુણં કહી બે જાવંતી સ્તવન કહી અડધા જયવીઅરાય આભવમખંડા સુધી કહી પછી ચૈત્યવંદન કહી નમુથ્થુણં કહી આખા જયવીઅરાય કહેવા સવારે દેવ વાંદવા તેમાં મન્હજિણાણંની સઝાય કહેવી બપોરે તથા સાંઝે દેવ વાંદે તેમાં સઝાય ન કહેવી. ॥ ઇતિ ॥

## अथ राइ प्रतिक्रमण विधि.

પ્રથમ પૂર્વે રીતે સામાયક લીજે પછી કુસુમિણ દુસુમિણનો કાઉસ્સગ્ગ ૪ લોગસ્સનો અથવા ૧૬ નવકારનો કરી પારી પ્રગટ લોગસ્સ કહેવો પછી ખમાસમણ દેઈ જગચિંતામણીનું ચૈત્યવંદન જયવીઅરાય સુધી કહેવું ચાર ખમાસમણ દેઈ ભગવાન આચાર્ય ઉપાધ્યાય સર્વ સાધુ પ્રત્યે વાંદવા ખમાસમણ બે દેઇ સઝાયનો આદેશ માગી એક નવકાર ગણીને ભરહેસરની સઝાય કહીને નવકાર એક ગણવો પછી ઇચ્છકાર સુહરાઇ પાઠ કહેવો. ઇચ્છાકા૦ રાઈ પ્રતિક્રમણે ઠાઉં કહીને જમણો હાથ ઉપધી ઉપર થાપીને ઇચ્છં સવ્વસવિરાઇય દુચ્ચિંતિય૦ કહી પછી નમુથ્થુણં કરેમિભંતે કહી ઇચ્છામિઠામિ કાઉસ્સગ્ગં તસ્સઉત્તરી કહી એક લોગસ્સનો અથવા ચાર નવકારનો કાઉસ્સગ્ગ પારી પ્રગટ લોગસ્સ કહી સવ્વલોએ અરિહંતા

કહી એક લોગસ્સ અથવા ચાર નવકારનો કાઉસ્સગ્ગ પારી પુખ્ખરવરદી૦ સુઅસ્સ૦ વંદણ૦ કહી અતિચારની આઠ ગાથાનો અથવા આઠ નવકારનો કાઉસ્સગ્ગ પારી

સિદ્ધાણં બુદ્ધાણં કહીને ત્રીજા આવશ્યકની મુહપત્તી પડિલેહી વાંદણા બે દેવાં તિહાંથી તે અબ્ભુટ્ઠિઓ ખામિ વાંદણા બે દીજે તિહાં સુધી દેવસિની રીતે કરવું પણ જે ઠેકાણે દેવસિયં આવે છે, તે ઠામે રાઇયં કહેવું. પછી આયરિય ઉવઝાએ કરેમિભંતે ઇચ્છામિઠામિ કાઉસ્સગ્ગં તસ્સઉત્તરી કહી. તપચિંતામણીનો ચાર લોગસ્સનો અથવા સોળ નવકારનો કાઉસ્સગ્ગ કરવો તે પારીને પ્રગટ લોગસ્સ કહી પછી છઠ્ઠા આવશ્યકની મુહપત્તી પડિલેહિને વાંદણા બે દેવાં તે પછી તીર્થ વંદન કરવું તે પછી યથાશક્તિએ પચ્ચખ્ખાણ કરવું પછી ઇચ્છાકારેણ સંદીસહ ભગવાન સામાયક ચઉવિસથ્થો વંદણ પડિક્રમણું કાઉસ્સગ્ગ પચખ્ખાણ કર્યું છેજી. એ છ આવશ્યક સંભારવાં પછી પચ્ચખ્ખાણ કર્યું હોય તો કર્યું છેજી કહેવું, ધાર્યું હોય તો ધાર્યું છેજી એમ કહેવું પછી ઇચ્છામોઅણુસઠ્ઠિ નમો ખમાસમણાણં નમો૦ કહીને પછી વિશાલલોચન કહીને નમુથ્થુણં કહી અરિહંત ચેઇયાણં કહીને એક નવકારનો કાઉસ્સગ્ગ પારીને નમોઽર્હત્૦ કહી કલ્લાણ કંદની પ્રથમ થોય કહેવી પછી લોગસ્સ પુખ્ખરવરદી, સિદ્ધાણં બુદ્ધાણં કહી અનુક્રમે ચાર થોયો કહીએ છીએ તિહાં સુધી સર્વ કહેવું પછી નમુથ્થુણં કહી ભગવાન આદિ ચારને ચાર ખમાસમણાંએ વાંદવા પછી જમણો હાથ ઉપધી ઉપર થાપી અઠ્ઠાઇજ્જેસુ કહેવું પછી સીમંધરસ્વામીનું ચૈત્યવંદન સ્તવન જયવીઅરાય કાઉસ્સગ્ગ થોય પર્યંત કરવું પછી ત્રણ ખમાસમણ પૂર્વક શ્રી સિદ્ધાચલનું ચૈત્યવંદન સ્તવન જયવીઅરાય કાઉસ્સગ્ગ થોય કહીયે ત્યાં સુધી કરવું.

સામાયક પારવાના વિધિની રીતે સામાયક પારવા સુધી કરવું

॥ ઇતિ રાઇ પ્રતિક્રમણ વિધી. ॥

## પચ્ચખ્ખાણના અર્થ.

ઉગ્ગએ=ઉગે છતે
સૂરે=સૂર્ય
નમુક્કાર=નવકાર
સહિઅં=સહિત
મુટ્ઠિ=મુઠિ
પોરિસિં=પહોરદિવસ સુધી
પચ્છન્ન=ઢંકાએલા
કાલેણં=વખતવડે
સાઢ=દોઢ
દિસા=દશા (ના)
મોહેણ=મોહવડે
વયણેણં=વચને
પુરિમડ્ઢં=પહેલો અરધો (દીવસો) બે પહોર
અવડ્ઢં=ત્રણ પહોર સુધી
વિગઇ=વિગય (ઘી, દુધ વિગેરે)
વિગઇઓ=એક વિગયથી)
નિવિગઇઅ=બધી વિગયનું

લેવાલેવેણં=ખરડેલા લુછેલા વડે
ગિહત્થ=ગૃહસ્થ (ના)
સંસટ્ઠેણં=ખરડેલા વાસણવડે
ઉક્ખિત્ત=પાછા લીધેલા
વિવેગેણં=ગાઢી વિગય વડે
પડુચ્ચ=વાસણને ઘી પ્રમુખના લેપથી
મક્ખિઅએણં=મસળ્યુ, ચોપડયું
પારિટ્ઠાવણિ=પરઠવવા યોગ્ય
બે આસણં=બે આહાર
સાગારિ=ગૃહસ્થ
આઉંટણ=અંગોપાંગ સંકોચતાં
પસારેણં=પસારવાવડે
અબ્ભુટ્ઠાણેણં=ઉઠવાવડે
પાણસ્સ=પાણીના
લેવેણ=લેપવડે

અલેવેણ=અલેપવડે
અચ્છેણ=ઉકાળ્યા પાણી [વડે
બહુલેવેણ=બહુ લેપ
સસિત્થેણ=અન્નાદિક આટાના દાણાના સ્વાદવાળું
અસિત્થેણ=અન્નાદિક દાણાના સ્વાદ રહિત
એકાસણ=એકઆહારનું
આયંબિલ=આંબિલ
અભત્તટ્ઠ=નહીં ખાવાને (અર્થે
ઘર=ઘર
સહિઅં=સહિત
ચઉત્થભત્તં=ચાર ભોજનનો ત્યાગ
અટ્ઠમભત્તં=આઠ ભોજનનો ત્યાગ
ગંઠ=ગાંઠે
વેંટ્ઠ=વીંટી
દિવ=દીવો
થિબુગ=પાણીનું ટપકું
તંબોલ=પાન સોપારી
કુસુમેસુ=ફુલોમાં

## नमुक्कारसहिअंनुं पच्चख्खाण.

**ઉગ્ગએસૂરે નમુક્કારસહિઅં**—સૂર્યોદયથી બે ઘડી પછી નવકાર કહીને પારૂં ત્યાં સુધી

**પચ્ચખ્ખાઇ ચઉવિહંપિઆહારં**—ચારે આહારનું પચ્ચખ્ખાણ કરૂં છું (પચ્ચખ્ખાઇ એવું ગુરૂનું વચન સાંભળી શિષ્ય પચ્ચખામિ=પચ્ચખાણ કરૂં છું એમ કહે)

**અસણં પાણં ખાઇમં સાઇમં**—ખાવાનું, પીવાનું, ખાદિમ, સ્વાદિમ

**અન્નથ્થણાભોગેણં**—પચ્ચખાણનો ઉપયોગ વિસરવાથી અજાણપણે કાંઇ વસ્તુ મોંમાં નાંખવાથી

**સહસાગારેણં**—કાર્ય કરવામાં પ્રવર્તતાં યોગ્ય લક્ષણ, સહસાત્કાર=સ્વભાવે જે મોંમાં પ્રવેશ થાય તેથી પચ્ચખાણ ન ભાગે એ બે આગારે કરી

**વોસિરે**—વોસિરાવુંછું. (વોસિરે એ ગુરૂનું વચન સાંભળી શિષ્ય વોસરામિ કહે. એ પ્રમાણે સર્વે પચ્ચખાણમાં સમજવું.)

## अथ नमुक्कारसहिअं मुठ्ठसहियंनुं पच्चख्खाण.

**ઉગ્ગએસૂરે નમુક્કારસહિઅં મુઠ્ઠસહિઅં**—સૂર્યોદય બે ઘડી પછી નવકાર કહીને પારૂં ત્યાં સુધી મુઠ્ઠી સહિત, એટલે જ્યારે નવકાર ગણી મુઠ્ઠી મોકળી મુકું ત્યારે પચ્ચખાણ મોકળું થાય

**પચ્ચખ્ખાઇ ચઉવિહંપિઆહારં અસણં પાણં ખાઇમં સાઇમં**—ખાવાનું પીવાનું ખાદિમ સ્વાદિમ ચારે આહારનું પચ્ચખાણ કરૂંછું

**અન્નથ્થણાભોગેણં સહસાગારેણં**—ઉપયોગ ન રહે અજાણપણે તથા સ્વભાવે કાંઇ વસ્તુ મોંમાં પડવાથી

**મહત્તરાગારેણં**—મોટાના આદેશથી મોટા લાભને અર્થે પચ્ચખાણ પારવાનો વખત પૂર્ણ ન થયે છતે પારવાથી

**સવ્વસમાહિવત્તિઆગારેણં વોસિરે**—સર્વ પ્રકારે શરીરમાં અસમાધિ રહે છતે પચ્ચખાણ વખત પૂર્ણ થયા પહેલાં પારવાથી પચ્ચખાણ ન ભાગે, એવા આગારવડે હું વોસિરાવું છું.

## અથ પોરસિનું પચ્ચખાણ.

**ઉગ્ગએસૂરે નમુક્કરસહિઅં**—સૂર્યોદયથી નવકારે કરી પારૂં ત્યાં સુધી
**પોરિસિ સાઢપોરિસિં મુઠ્ઠ સહિઅં પચ્ચખ્ખાઇ**—પહર દિવસ સુધી અને દોઢ પહર દિવસ સુધી સહીત, નિયમ લઉછું
**ઉગ્ગએસૂરે ચઉવ્વિહંપિઆહાર**—સૂર્યોદયથી ચારે આહારને
**અસણં પાણં ખાઇમં સાઇમં**—ખાવાનું, પીવાનું
**અન્નથ્થણાભોગેણં સહસાગારેણં**—અનુપયોગે વસ્તુ મોંમાં નાખવાથી, સ્વભાવે વસ્તુ મોંમાં પડવાથી
**પચ્છન્નકાલેણં દિસામોહેણં**—વખત બરોબર માલમ ન પડવાથી અધુરી પોરિસીએ પારવાથી દિશિ વિપર્યાસ થયાથી અજાણતાં વહેલું પારવાથી
**સાહુ વયણેણં મહત્તરાગારેણં**—સાધુના વચનથી પોરિસિ ભણી સાંભળીને પાળે, મોહોટાના આગારવડે
**સવ્વસમાહિવત્તિઆગારેણં**—સર્વ પ્રકારે શરીરમાં અસમાધિ રહ્યાથી, પચ્ચખાણ અધુરા વખતે પારવાથી પચ્ચખાણ ન ભાગે
**વોસિરે**—વોસિરાવે.

## અથ પુરિમઢ્ઢ અવઢ્ઢનું પચ્ચખ્ખાણ.

**સૂરેઉગ્ગએ નમુક્કારસહિઅં પુરિમઢ્ઢ અવઢ્ઢં મુઠ્ઠસહિઅં પચ્ચખ્ખાઇ**—સૂર્યના ઉદયથી પહેલા બે પોહોર સુધી પુરિમાંદ્ધ; તે ઉપરાંત ત્રીજા પહોર સુધી અવઢ્ઢનું પચ્ચખાણ કરૂં છું નવકાર ગણી મુઠ્ઠી મોકળી મુકું ત્યાં સુધી
**સૂરેઉગ્ગએ ચઉવ્વીહંપિઆહારં અસણં પાણં ખાઇમં સાઇમં**—

અસણં, પાન, ખાદિમ. સ્વાદિમ એ ચારે આહારનું સૂર્યોદયથી

**અન્નત્થણાભોગેણં સહસાગારેણં પચ્છન્નકાલેણં દિસામોહેણં**—અનાભોગે, સહસાત્કારે, કાળની પ્રચ્છન્નતાએ, દિશિ વિપર્યાસથી

**સાહુવયણેણં મહત્તરાગારેણં સવ્વસમાહિવત્તિઆગારેણં વોસિરે**—સાધુના વચનથી, મોટાના આગારથી, સર્વ પ્રકારે શરીરમાં અસમાધિ રહ્યાથી અધુરે વખતે પચ્ચખાણ પારતાં તે ન ભાગે (વોસિરામિ =વોસિરાવું છું.)

## વિગઇ નિવિગઇનું પચ્ચખ્ખાણ.

**વિગઇઓ નિવિગઇઅં પચ્ચખ્ખાઇ**—ખાવામાં જેથી કામાદિક ઉત્પન્ન થાય એવી ચીજ તે વિગઈ, તે દશ છે. ચાર અભક્ષ્ય માંસ મદિરા, માખણ અને મધ. છ ભક્ષ્ય, દૂધ, દહી, ઘી, તેલ, ગોળ, પક્વાન એ છ વિગઇમાંથી એક પણ વિગઇનું જે પચ્ચખાણ તે વિગઇ પચ્ચખાણ કહીએ; અને સમસ્ત વિગઇનું જે પચ્ચખાણ તે નિવિગઇનું પચ્ચખાણ કહીએ પચ્ચખાઇ=પચખું છું

**અન્નત્થણાભોગેણં સહસાગારેણં**—અનુપયોગે સ્વભાવે મોંમાં પડવાથી

**લેવાલેવેણં ગિહત્થસંસટ્ઠેણં**—લેપાલેપ તે જે વિગયનો સાધુને નિયમ હોય તે વિગયથી ગૃહસ્થનો હાથ ખરડાએલો હોય તે લુંછી નાંખીને વહોરાવે તો તેથી ગૃહસ્થના ખરડેલા વાસણથી જે અન્ન આપે તે વિગઇથી મિશ્ર હોય તે અન્ન. જમવાથી પચ્ચખાણ ન ભાગે

**ઉખ્ખિત્ત વિવેગેણં**—ગાઢી વિગઇ જે ગોળ પક્વાનાદિક તેના ઉપર રોટલી પ્રમુખ મુકી હોય પછી તે ઉપાડી કોરે કરી હોય તો તે લેવાથી

**પડુચ્ચ મખ્ખિએણં**—મોણ દીધેલી રોટલી પ્રમુખ લેવાથી

**પારિઠ્ઠાવણિયાગારેણં મહત્તરાગારેણં**—કોઈ સાધુને આહાર પરઠવતો દેખી તે આહાર ગુરૂની આજ્ઞાથી (ઉપવાસાદિ પચ્ચખાણ હોય તોપણ)

લેવો પડેતો તે લેવાથી મોટના આગારથી ઇત્યાદી.
વોસિરે—વોસિરાવે.

## બેઆસણાં તથા એકાસણાનું પચ્ચખાણ.

ઉગ્ગએસૂરે નમુક્કારસહિઅં પોરિસિં સાઢ્ઢપોરિસિં પુરિમઢ્ઢ મુટ્ઠસહિઅં પચ્ચખ્ખાઇ, ઉગ્ગએસૂરે ચઉવ્વીહંપિઆહારં, "અસણં, પાણં, ખાઇમં, સાઇમં; અન્નત્થણાભોગેણં, સહસાગારેણં; પચ્છન્નકાલેણં, દિસામોહેણં, સાહુવયણેણં, મહત્તરાગારેણં, સવ્વસમાહિવત્તિઆગારેણં, એકાસણં, બેઆસણં પચ્ચખ્ખાઇ, તિવિહંપિઆહારં અસણં, ખાઇમં, સાઇમં, અન્નત્થણાભોગેણં, સહસાગારેણં સાગારિઆગારેણં,

સાધુ આશ્રીને તો ગૃહસ્થ આવીને ચાલ્યો જાય તો થોડીવાર સબુરી કરી આહાર કરે; જો તે ઉભો રહે તો બીજે ઠેકાણે આહાર "કરવા બેસે તો પચ્ચખાણ ભાગે નહી; શ્રાવકને આશ્રીને ચોર બંધીવાન વીગેરેના તથા ભીંત પડવાના અને ખરાબ દ્રષ્ટિવાળા પુરૂષનું આગમન ઇ૦ ભય જમવા બેઠા પછી આવે તો બીજે ઠેકાણે જઇ જમે તો પચ્ચખાણ ન ભાગે.

આઉંટણપસારેણં—ગુરૂ આપવાથી ઉઠે તો પચ્ચખાણ ન ભાગે

ગુરૂઅબ્ભુટ્ઠાણેણં—ગુરૂ આવવાથી ઉઠે તો પચ્ચખાણ ન ભાગે

પારિટ્ઠાવણિઆગારેણં—વિધિથી નિર્દોષપણે ગૃહણ કરેલું વિધિથી વેહેંચી આપેલું અન્ન તેને સાધુએ વિધિએ ભુક્ત કર્યા થકાં કાંઇ વધે એવું પરિષ્ટાપન યોગ્ય અધિક અન્ન, તે સ્નિગ્ધ અન્ન પરઠવતાં જીવ વિરાધનાદિ દોષ ઉપજતા જાણીને ગુરૂની આજ્ઞાએ એકાસણાદિથી ઉપવાસ સુધી પચ્ચખાણવાળાને તે વધેલા આહારને જમતાં પચ્ચખાણ ભંગ ન થાય, તેમાં એટલું વિશેષ જે ચઉવીહાર ઉપવાસમાં પાણીનું

પારિટ્ઠાવણિયાગારેણં અને તિવિહાર ઉપવાસના પચ્ચખાણે અન્નાદિક લેં પારિટ્ઠાવણિઆગારેણં થાય, આ આગાર સાધુ મુનિરાજને હોય, પણ શ્રાવકોને હોય નહીં તોપણ આળાવે તુટે માટે ગ્રહસ્થને એકજ પાઠ સંલગ્ન કહેતાં દોષ નથી.

**મહુત્તરાગારેણં, સવ્વસમાહિવત્તિઆગારેણં પાણસ્સ લેવેણવા**— જે અન્નાદિકે કરી ભાજનાદિકે કરી ભાજનાદિક ખરડાય તેણે લેપકૃત આચામ્લ, ઓસામણ દ્રાક્ષાદિકના પાણી પીવાથી પચ્ચખાણ ન ભાગે

**અલેવેણવા**—અલેપકૃત પાણી તે સૌવીર, ધોયણ ઇત્યાદિના પાણી પીવાથી પચ્ચખાણ ન ભાગે

**અચ્છેણવા**—ઉષ્ણ જળ તથા બીજા પણ ઉકાળ્યાં પાણી તથા નીતરેલું ફળાદિકનું ધોવણ તેને પીએ તો પચ્ચખાણ ન ભાગે

**બહુલેવેણવા**—બહુ લેપ એટલે ડોહોળું ચોખાદિકનું ધોયણ ગળીને પીએ તો પચ્ચખાણ ન ભાગે

**સસિથ્થેણવા**—સિથ્થ સહીત અન્નાદિક દાણાના સ્વાદ વિના ધોવણ તથા દાંથરાદિકનું ધોવણ ગળીને પીએ તો પચ્ચખાણ ન ભાગે

**અસિથ્થેણવા**—સિથ્થ રહીત કણુક પ્રમુખે હાથ ખરડયો હોય તેનું ધોવણ ગળીને પીએ તો પચ્ચખાણ ન ભાગે એ છ પ્રકારનાં પાણી સીવાય બાકીના પાણી

**વોસિરામિ**—વોસિરાવું છું.

---

આ એકાસણા બેઆસણાનું પચ્ચખાણ તિવિહારૂ કરવાનો આ દેશમાં ઘણો ચાલ છે. તે દુવિહંપિ આહારં કરે તો પાણી તથા સોપારી પ્રમુખ સ્વાદિમ ખપે અને તે પચ્ચખાણ કરતાં અસણં ખાઇમંનો પાઠ કહે, તિવિહંપિ આહારં કરે તો, અસણં, ખાઇમં, સાઇમંનો પાઠ કહે

અને પાછળથી એકલું પાણી ખપે અને ચઉવિહંપિ આહારં કરે તો, અસણં, પાણં, ખાઇમં, સાઇમંનો પાઠ કહે અને એકાસણું કર્યા પછી પાણી પણ ખપે નહીં. એકાસણાના દુવિહાર પચ્ચખાણમાં સચ્ચિત આહાર લે તથા સચ્ચિત પાણી પીએ તો પાણસ્સના આગાર ન કહે, પણ અચિત પાણી વાપરે તો પાણસ્સના આગાર કહે.

---

એકલઠાણાનું પચ્ચખાણ એકાસણાની પેઠે જાણવું પણ તેમાં સાત આગાર છે એટલે એમાં આઉટપસારેણં ન કહેવું.

## अथ आयंबिलनुं पच्चखाण.

ઉગ્ગએસૂરે નમુક્કારસહિઅં પોરસિં સાઢ્ઢપોરસિં મુટ્ઠિસહિઅં પચ્ચખ્ખાઇ ઉગ્ગએ સૂરે ચઉવ્વિહંપિ આહારં અસણં પાણં ખાઇમં સાઇમં અન્નત્થણાભોગેણં સહસા ગારેણં પચ્છન્નકાલેણં દિસામોહેણં સાહુવયણેણં મહત્તરાગારેણં સવ્વસમાહિવત્તિઆ-ગારેણં આયંબિલં પચ્ચખ્ખાઇ અન્નત્થણા ભોગેણં સહસાગા-રેણં લેવાલેવેણં ગિહત્થસંસટ્ઠેણં ઉખ્ખિત્તવિવેગેણં પારિટ્ઠાવણિઆ ગારેણં મહત્તરાગારેણં સવ્વસમાહિવત્તિઆગારેણં એગાસણં પ ચ્ચખ્ખાઇ તિવિહંપિ આહારં અસણં ખાઇમં સાઇમં અન્નત્થ-ણાભોગેણં સહસાગારેણં સાગારિઆગારેણં આઉંટણપસારેણં ગુ-રૂઅભ્ભુટ્ઠાણેણં પારિટ્ઠાવણિઆગારેણં મહત્તરાગારેણં સવ્વસમા-હિવત્તિઆગારેણં પાણસ્સ લેવેણવા અલેવેણવા અચ્છેણવા બહુ-લેવેણવા સસિથ્થેણવા અસિથ્થેણવા વોસિરે.

આ પચ્ચખાણનો અર્થ આગળનામાં આવી ગયો છે માટે અત્રે લખ્યો નથી.

## અથ ચઉવિહાર ઉપવાસનું પચ્ચખ્ખાણ.

સૂરે ઉગ્ગએ અભત્તટ્ઠં પચ્ચક્ખાઇ ચઉવ્વિહંપિ આહારં અસણં પાણં ખાઇમં સાઇમં અન્નત્થણાભોગેણં સહસાગારેણં પારિટ્ઠાવણિયાગારેણં મહત્તરાગારેણં સવ્વસમાહિવત્તિઆગારેણં વોસિરે.

## અથ તિવિહાર ઉપવાસનું પચ્ચખ્ખાણ

સૂરે ઉગ્ગએ અભત્તટ્ઠં પચ્ચક્ખાઇ તિવિહંપિ આહારં અસણં ખાઇમં સાઇમં અન્નત્થણાભોગેણં સહસાગારેણં પારિટ્ઠાવણિઆગારેણં મહત્તરાગારેણં સવ્વસમાહિવત્તિઆગારેણં પાણહાર પોરિસિં સાઢપોરિસિં મુટ્ઠિસહિઅં ધરસહિઅં પચ્ચક્ખાઇ ઉગ્ગએસૂરે પુરિમડ્ઢં અવડ્ઢં પચ્ચક્ખાઇ અન્નત્થણાભોગેણં સહસાગારેણં પચ્છન્નકાલેણં દિસામોહેણં સાહુવયણેણં મહત્તરાગારેણં સવ્વસમાહિવત્તિઆગારેણં પાણસ્સલેવેણવા અલેવેણવા અચ્છેણવા બહુલેવેણવા સસિત્થેણવા અસિત્થેણવા વોસિરે.

## અથ ચઉથ્થ છટ્ઠભત્તાદિકનું પચ્ચખ્ખાણ

સૂરેઉગ્ગએ **ચઉત્થભત્તં અભત્તટ્ઠં**—( ચાર વારનું ભોજન જમવાનો નિયમ=એકાસણું ઉપવાસ અને એકાસણું )

**પચ્ચખાઇ સૂરેઉગ્ગએ છટ્ઠ ભત્તં અભત્તટ્ઠં પચ્ચક્ખામિ**—ઇત્યાદિ પ્રકારે આગાર સહિત કેહેવું.

અથ છટ્ઠ અટ્ઠમાદિ તપમાં બીજે દિવસે પાણી વપરવું હોય ત્યારે પાંણુહારનું પચ્ચખાણ કરે.

**પાણહાર પોરસિં મુટ્ઠિસહિઅં પચ્ચખાઇ અન્નત્થણાભોગેણં સહસાગારેણં મહત્તરાગારેણં સવ્વસમાહિ વત્તિઆગારેણં**

પાણસ્સલેવેણવા અલેવેણવા અચ્છેણવા બહુ લેવેણવા સસિત્થેણવા અસિત્થેણવા વોસિરે.

## અથ गंठसहिअं आदि अभिग्रहोनुं पच्चखाण.

ગંઠસહિઅં વેઢુસહિઅં દિવસહિઅં થિબુગહિસહિઅં મુઠિસહિઅં પચ્ચખાઈ અન્નત્થણાભોગેણં સહસાગારેણં મહત્તરાગારેણં સવ્વસમાહિવત્તિઆગારેણં વોસિરે.

દેસાવગાસિઅં ઉવભોગં પરિભોગં પચ્ચખાઇ અન્નત્થણાભોગેણં સહસાગારેણં મહત્તરાગારેણં સવ્વસમાહિવત્તિયાગારેણં વોસિરે.

## अथ चौद नियम धारनारने देशावगासिकनुं पच्चखाण.

સચિત્ત દવ્વ વિગઇ—પાણી ફળ બીજ દાતણું કણ તથા દ્રવ્યં અને છ વિગય પ્રમુખ ચીજનું પ્રમાણ કરે.

વાણહ તંબોલ વથ્થ કુસુમેસુ—પગરખાં, તંબોળ, વસ્ત્ર તથા પુષ્પ

વાહણ સયણ વિલેવણ—વાહન, શય્યા, ચોપડવાની વસ્તુ

બંભ દિશિ નાણ ભત્તેસુ—મૈથુનની મર્યાદા, દિશિ પરિમાણ, નહાવાનો નિયમ કરે, આની સાથે પૃથ્વીકાય, અપ્પકાય, તેઉકાય, વાઉકાય, વનસ્પતિકાય ત્રસકાય, અસિ, મસિ અને કૃષિ એ બધા મળી ત્રેત્રીસમાંથી પોતાથી જે રીતે પળે તે રીતે પાળે.

## अथ सांजना पच्चखाण.

## अथ पाणहार दिवसचरिमनुं पच्चखाण.

પાણહારં દિવસચરિમં પચ્ચખાઇ અન્નત્થણાભોગેણં સહસાગારેણં મહત્તરાગારેણં સવ્વસમાહિવત્તિયાગારેણં વોસિરે.

## अथ चउविहारनुं पच्चरवाण.

દિવસચરિમં પચ્ચખાઈ ચઉવ્વિહંપિ આહારં અસણં પાણં ખાઈમં સાઈમં અન્નથ્થણાભોગેણં સહસાગારેણં મહત્તરાગારેણં સવ્વસમાહિવત્તિયાગારેણં વોસિરે.

## अथ तिविहारनुं पच्चरवाण.

દિવસ ચરિમં પચ્ચખાઇ તિવિહંપિ આહારં અસણંખાઇમં સાઇમં અન્નથ્થણાભોગેણં સહસાગારેણં મહુત્તરાગારેણં સવ્વસમાહિવત્તિયાગારેણં વોસિરે.

## अथ दुविहारनुं पच्चरवाण.

દિવસ ચરિમં પચ્ચખાઈ દુવિહંપિ આહારં અસણં ખાઇમં અન્નથ્થણાભોગેણં સહસાગારેણં મહુત્તરાગારેણં સવ્વસમાહિવત્તિયાગારેણં વોસિરે,

## अथ पच्चरवाणना आगारनी गाथा.

દોચેવ નમુક્કારે, અગારા છચ્ચેવ પોરસિએ—નમુક્કાર સહિયંમાં બે આગાર, પોરસિમાં વળી ૭ આગર.

સત્તેવઈ પુરિમુડ્ઢે, એકાસણગંમિ અઠ્ઠેવ ॥ ૧ ॥—પુરિમઢ્ઢમાં સાત અને એકાસણામાં આઠ આગાર,

સત્તેગઠ્ઠાણેસુ અ, અઠ્ઠેવ ય અંબિલંમિ આગારા—એકલઠાણામાં સાત અને આંબિલ તપમાં આઠ આગાર.

પંચેવય ભત્તઠ્ઠે, છપ્પાણે ચરિમચત્તારિ ॥ ૨ ॥—અપવાસાદિમાં પાંચ આગાર, પાણસમાં ૭, દિવસના છેડાથી નવો સૂર્યોદય થાય ત્યાં સુધી એટલે રાત્રીના તેવિહાર, ચઉવિહારાદિના ચાર આગાર છે.

પંચ ચંઉરો અભિગ્ગહે, નિવ્વિએ અઠ્ઠ નવ આગારા—અભિગ્રહના

પચ્ચખ્ખાણમાં પાંચ તથા ચાર. નિવ્વિમાં આઠ કે નવ.

**અપ્પાઉરણે પંચચઉ, હુવંતિસેસેસુચત્તારિ ॥ ૩ ॥**—મુનિને ચોરપટો ન પહેરવાને વિષે પાંચ કે ચાર. બાકીનામાં ચાર હોય.

હવે ૭ પ્રકારે પચ્ચખ્ખાણ શુદ્ધ થાય છે તે કહે છે.

**ફાસિઅં, પાલિઅં**—વિધિએ કર્યું તથા ઉચિત વેળાએ પ્રાપ્ત થયું પચ્ચખ્ખાણ વારંવાર ઉપયોગ દેઈ સંભાર્યું "

**સોહિઅં, તીરિઅં**—પ્રથમ ગુરૂને આહાર પાણી દેઇ બાકી રહેલું ભોજન પોતે કરે તથા અતિચાર ન લગાડે, પચ્ચખાણ પોહોચ્યા પછી પણ થોડો વખત ઉપર ગએ પાળવું, નિર્મળ કરવું

**કિટ્ટિઅં, આરાહિઅં**—ભોજન વેળાએ મહારે અમુક પચ્ચખ્ખાણ છે એમ સંભારવું; પચ્ચખ્ખાણ જે રીતે કીધું હોય એ રીતે આરાધવું, એ ૭ શુદ્ધિ જાણવી.

**જં ચ ન આરાહિઅં, તસ્સ મિચ્છામિ દુક્કડં**—અને વળી જે મેં ન આરાધ્યું હોય તેથી થએલું માહારૂં પાપ મિથ્યા થાઓ.

## अथ पच्चखाण पारवानो विधि.

પ્રથમ ઇરિયાવહિયં પડિક્કમીએ, યાવત્ જગચિંતામણીનું ચૈત્યવંદન જયવીયરાય સુધી કરવું, પછી મન્હજિણાણંની સજ્ઝાય કહી મુહપતિ પડિલેહવી. ઇચ્છામિ ખમાસમણો૦ ઇચ્છાકા૦ પચ્ચખ્ખાણ પાર્યું તહત્તિ; એમ કહી જમણો હાથ કટાસણા ચરવળા ઉપર થાપી એક નવકાર ગણી પચ્ચખ્ખાણ કર્યું હોય તે કહી પારવું તે લખીએ છીએ.

ઉગ્ગએસૂરે નમુક્કાર સહિઅં પોરસિં સાઢ્ઢપોરસિં ગંઠસહિઅ મુઠ્ઠસહિઅં પચ્ચખ્ખાણ કર્યું ચઉવિહાર, આંબિલ નિવિ એકાસણું બેઆસણું કર્યું તિવિહાર, પચ્ચખ્ખાણ ફાસિઅં, પાલિઅં, સોહિઅં, તીરિઅં, કિટ્ટિઅં, આરાહિઅં જંચ ન આરાહિયં તસ્સ મિચ્છામિ દુક્કડં.

## અથ પોસહની વિધિ.

પ્રથમ ઇરિયાવહિયં પડિક્કમી ખમાસમણ દેઇ ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્ પોસહ મુહપત્તિ પડીલેહું? એમ કહી મુહપત્તિ પડીલેહવી, પછી ઇચ્છામિ૦ ઇચ્છાકારેણ૦ પોસહ સંદિસાહુ? વળી ઇચ્છામિ૦ ઇચ્છાકા૦ પોસહ ઠાઉં? પછી હાથ જોડી એક નવકાર ગણીને પોસહનું પચ્ચખાણ કરવું પછી ઇચ્છામિ૦ ઇચ્છાકા૦ સામાયક મુહપત્તિ પડીલેહું ત્યાંથી તે સઝાય કરૂં એમ કહી ત્રણ નવકાર ગણી ઉંડે ત્યાંસુધી કહેવું પછી ઇચ્છા૦ ઇચ્છાકારેણ૦ બહુવેલ સંદિસાહુ ઇચ્છં પછી બહુવેલ કરશું ઇચ્છં, પડીલેહણ કરૂં એમ કહી મુહપત્તિ પડીલેહવી. ઇચ્છામિ૦ ઇચ્છકારી ભગવન્ પસાય કરી પડીલેહણા પડીલેહાવોજી પછી ઇચ્છામિ૦ ઇચ્છાકા૦ ઉપધિ, મુહપત્તિ પડીલેહું એમ કહી મુહપત્તિ પડીલેહવી પછી ઇચ્છામિ૦ ઇચ્છાકા૦ ઉપધિ સંદિસાહુ પછી ઇચ્છામિ૦ ઇચ્છાકા૦ ઉપધી પડીલેહું પછી ઇચ્છામિ૦ ઇચ્છાકા૦ સઝાય કરૂં એમ કહી એક નવકાર ગણી મન્હજિણાંણંની સઝાય કહેવી, પોરસિના અવસરે ઇરિયાવહિયા પડિક્કમી ઇચ્છામિ૦ ઇચ્છાકા૦ પડીલેહણા કરૂં એમ કહી મુહપત્તિ પડીલેહવી.

## સાંજ સમક્ષ પોસહ ઉચરવો તે.

ઉપર લખ્યા પ્રમાણે સર્વે કહેવું પણ સઝાય ન કહેવી ને પછી રાઇ મુહપત્તિ પડીલેહવી, વાંદણાં બે દેવાં પછી રાઇય આલોઉં એમ કહી જો મે રાઇઓ કહી સવ્વસવીરાઇઅ કહી પન્યાસ હોય તો વાંદણાં બે દેવાં પછી અબ્ભુઠ્ઠીઓ ખામવો. પછી વાંદણાં બે દેઇ પચ્ચખ્ખાણ કરવું પછી કાળના દેવ વાંદવા. પાછલી વખતે પડી લેહણ કરે તે વખતે ઇરીયાવહી પડિક્કમી પછી ગમણાગમણે આલોઉં એમ કહી ઇરિયાસમિતિ, ભાષાસમિતિ, એષણાસમિતિ આદાનભંડ નીખેવણાસમિતિ, પારિષ્ટાપનીકાસમિતિ, મનગુપ્તિ વચનગુપ્તિ, કાયગુપ્તિ એ પાંચ સમિતિ ત્રણગુપ્તિ આઠ પ્રવચન માતા પોસહ

સામાયક લીધે ખંડણુ વિરાધના હુઇ હોય તે સર્વે મને, વચને, કાયાએ કરી મિચ્છામી દુક્કડં ઇચ્છામિ૦ ઇચ્છાકા૦ પડી લેહણુ કરૂં ઇચ્છામિ૦ ઇચ્છા૦ કા૦ પોસહસાલ પરમાર્જુ એમ કહી મુહપતિ કટાસણું ચરવલો પલેવવાં પછી ઇચ્છામિ૦ ઇચ્છાકારી ભગવાન્ પસાય કરી પડીલેહણા પડીલેહાવોજી. ઇચ્છામિ૦ ઇચ્છાકા૦ ઉપધિ મુહપત્તિ પડિલેહવી. ઇચ્છામિ૦ ઇચ્છાકા૦ સઝાય કરૂં એમ કહી એક નવકાર ગણી મન્હજિણાણંની સઝાય કહેવી પછી ખાધું હોય તો વાંદણાં બે દેઇ પચ્ચખાણ કરે ને ખાધું ના હોય તો ખમાસમણ દેઇ પચ્ચખાણ કરે પછી ઇચ્છામિ૦ ઇચ્છાકા૦ ઉપધિ સંદીસાહુ ઇચ્છામિ૦ ઇચ્છાકા૦ ઉપધી પડીલેહુ એમ કહી જેટલાં વસ્ત્ર હોય તેટલાં પડીલેહવાં પછી દેવ વાંદી પ્રતિક્રમણ કરવું પછી પોસહ પાળી નવકાર ગણી સાગરચંદો કહેવો.

## પ્રભાતનો પોસો લીધેલાને રાત્રે પોસો લેવાની વિધિ.

પ્રભાતનો પોસો લેવાની વિધિ છે તે પ્રમાણે ખમાસમણ દેઇ ઇરિયાવહિઆથી યાવત્ બહુવેલ કરશું ત્યાં સુધી કહેવું પણ પોસાના પચ્ચખાણમાં ફેર છે તે ( સેસ દિવસં અહોરતં ) પદ કહેવું પછી ખમાસમણ દેઇ ઇરિયાવહિ પડીક્કમી ઇચ્છામિ૦ ઇચ્છાકા૦ ડંડીલ પડીલેહુ કહી માંડલાં ચોવીસ કરે.

## સાંજે નવો પોસો લેવાની વિધિ.

ઉપવાસાદિ જઘન્ય એકાસણું કર્યું હોય તો તેણે લેવાય. ખમાસમણ દેઇ ઇરિયાવહી પડીક્કમી પડીલેહણ કરે, ખમાસમણ દેઇ ઇરિયાવહીથી જાવત્ બહુવેલ કરસું ત્યાં સુધી કહેવું પછી ઇચ્છામિ૦ ઇચ્છાકા૦ પડીલેહણ કરૂં કહી ઇચ્છામિ૦ ઇચ્છાકા૦ પોસહસાલ પરમાર્જુ કહી મુહપત્તિ પડીલેહવી પછી ઇચ્છામિ૦ ઇચ્છાકા૦ ઉપધિ મુહપત્તિ પડિલેહું કહી મુહપત્તિ પડીલેહવી પછી ઇચ્છામિ૦ ઇચ્છાકા૦ સઝાય કરૂં કહી સઝાય કરે ખાધું

હોય તો વાંદણાં બે દેઈ પચ્ચખાણ કરે, ખાધું ના હોય તો ખમાસમણ દેઇ પચ્ચખાણ કરે પછી ઇચ્છામિ૰ ઇચ્છાકા૰ ઉપધિ સંદિસાહુ ઇચ્છામિ૰ ઇચ્છાકા૰ ઉપધિ પડીલેહું કહી પછી દેવ વાંદી માંડલાં કરે, પ્રતિક્રમણ કરે પછી પહોર એક રાત્રી આસરે જાય ત્યાં સુધી નિદ્રા લેવી નહીં પછી ખમાસમણ દેઇ ઇચ્છાકા૰ બહુ પડિપુન્ના પોરિસિ કહીં ખમાસમણ દેઇ ઇરિયાવહિયા પડિક્કમી જાવત્ લોગસ્સ કહી ઇચ્છામિ૰ ઇચ્છાકા૰ બહુપડિપુન્ના પોરિસી રાઇઅ સંથારએ ઠાઉં ? કહી પછી ઇચ્છામિ૰ ઇચ્છાકા૰ ચૈત્યવંદન કરૂં કહી ચઉક્કસાયનું ચૈત્યવંદન જાવત્ જયવીઅરાય સુધી કરે પછી ઇચ્છામિ૰ ઇચ્છાકા૰ સંથારાવિધિ ભણવા મુહપત્તિ પડીલેહું એમ કહી મુહંપત્તિ પડીલેહવી. પછી સંથારા પોરિસિ ભણાવી જાગે ત્યાં સુધી સઝાયધ્યાન કરે.

પોસામાં એકાસણાદિ કર્યું હોય તો અવસરે પચ્ચખાણ પારી પોસહશાળાથી આવસ્સહી કહી નિજ ગૃહે ઇર્યા શોધતો ખમાસમણ દેઇ ઇરિયાવહિ પડિક્કમી ખમાસમણ દેઇ ગમણાગમણે આલોઇ કાજો પૂજી યથા સંભવે અતિથિ સંવિભાગ વ્રત ફરસી નિશ્ચલ આસને બેસી હાથ, મુખ, પગ પાત્ર પડિલેહી નવકાર સંભાળી પ્રાશુક આહાર જમે અથવા પોસહશાળાએ પૂર્વે પ્રેરિત નિજ પુત્રાદિકે આણો આહાર ભોગવે પણ સાધુની પેરે ગોચરી નહીં તથા કારણ વિના મોદક, સ્વાદુ લવિંગાદિ તંબોલ ન લેવા. તતઃ નિસિહિ કહી પોસહશાળાયે આવી ખમાસમણ ઇરિયાવહી પડિક્કમી ચૈત્યવંદન કરવું.

ઇતિશ્રી પોષધ વિધિ સંપૂર્ણ.

---

## અથ સંથારા પોરિસિ.

ગોયમાઇણં=ગૌતમાદિ-કોને
આઇણ=આદિક
જિટ્ઠિજ્જા=વૃદ્ધસાધુઓ
ઠ્ઠિજ્જા=બેસો
રયણેહિ=રત્નોએ કરી
મંડિઅ=શોભિત
સરીરા=શરીરવાળા
બહુપડિપુન્ના=ઘણી પરિપૂર્ણ
સંથારએ=સંથારામાં
સંથારં=સંથારા પ્રત્યે
બાહુવહાણેણ=હાથના ઓશીકા વડે
વામ=ડાબુ
પાસેણં=પાસાએ
કુક્કુડિ=કુકડી
પસારણ=પસારીને
અંતરંત=અસમર્થપ-ણાથી ન રહેવાયતો
પમજ્જએ=પૂજીને
સંકોઇઅ=સંકોચે
સંડાસા=સાથળ સંધી
ઉવ્વટ્ટંતે=પાસુ ફેરવે

પડિલેહા=પૂજીને
દવ્વાઇ=દ્રવ્યાદિક
ઉવઓગ=ઉપયોગ
નિરૂંભણ=રૂંધવું. રોકવું
આલોએ=જુએ
પમાઓ=પ્રમાદ
ઇમસ્સ=આના
દેહસ્સ=દેહના
ઇમાઇ=આ
રયણિએ=રાત્રીને વિષે
ઉવહિં=ઉપધિ
વોસિરિઅં=વોસિરાવું
પજ્જત્તા=પરૂપેલો
પવજ્જામિ=અંગીકાર
ચોરિક્કં=ચોરી [કરેલું
મેહુણં=મૈથુન
દવિણ=દ્રવ્યનું
મુચ્છં=મૂર્છા
કોહં=ક્રોધ
માણં=માન
માયં=કપટ
લોહં=લોભ
પિજ્જં=પ્રેમ રાગને
દોષં=દ્વેષ

કલહં=કલેશ [વ્યાખ્યાન
અબ્ભક્ખાણં=અ-
પેસુન્નં=ચાડી
સમાઉત્તં=સહિત
પરપરિવાયં=પરપરિવાદ
મયામોસં=માયા મૃષા-વાદ
મિચ્છત્તસલ્લં=મિથ્યા-ત્વશલ્ય
વોસિરિસુ=ત્યાગ કર
વિગ્ઘભૂઆઇં=વિઘ્નભૂત
દુગ્ગઇ=દુર્ગતિ
નિબંધણાઇં=કારણ
પાવઠાણાઇં=પાપસ્થાન
એગો હં=હું એકલો
નત્થિ=નથી
અન્નસ્સ=બીજાનો
કસ્સઇ=કોઇનો
અદીણમણસો=અદીન મન થકો
અપ્પાણં=આત્માને
અણુસાસઇ=શીખામણ આપે
સંજુઓ=સહિત

| | | |
|---|---|---|
| સેસા=શેષ | પરંપરા=શ્રેણી | ગહિઅં=ગ્રહ્યું |
| આહિરા=બાહ્ય | તમ્હા=તે માટે | ખમિઅ=ખમીને |
| સંજોગ=સંયોગ | મહ=મારા | ખમાવિઅ=ખમાવીને |
| મૂલા=મૂલ | જાવજ્જિજ્જવં=જ્યાં સુધી જીવું ત્યાં સુધી | મુજ્જહ=મારે |
| જીવેણ=જીવે | તત્ત=તત્ત્વ | ખમંત=ખમે |

પડિક્કમણું સજ્ઝાય કર્યા પછી આચાર્ય સમીપે આવીને ખમાસમણ દેવું પછી ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્ બહુ પડિપુણ્ણા પોરિસિ રાઇઅ સંથારએ ઠામિ એમ કહેવું. તે આજ્ઞા લઇ ઇરીયાવહિયા પૂર્વક ચૈત્યવંદન કરવું પછી લઘુશંકાદિક કાર્ય કરવું હોય તો કરવું પછી યત્ના સાથે સંથારો કરવો તેની વિધિ તથા સૂત્ર, આ પાઠ અને તેનો અર્થ વાંચવાથી સમજાશે.

નિસીહિ, નિસીહિ, નિસીહિ, નમો ખમાસમણાણં ગોયમાઇણં મહા મુણીણં—ત્રણ નિસિહિ કહેવી, ક્ષમાશ્રમણ ગૌતમાદિક મહામુનિઓને નમસ્કાર થાઓ એ પાઠ બોલીને નવકાર તથા કરેમિભંતે એ બંને પાઠ ત્રણ વાર ભણવા પછી

અણુજાણહ જિટ્ઠિજ્જા,—હે વૃદ્ધ સાધુઓ ! મને આજ્ઞા આપો

અણુજાણહ પરમ ગુરૂ—હે પરમ ગુરૂ ! મને આજ્ઞા આપો

ગુરૂ ગુણ રયણેહિં મંડિઅ સરીરા—આચાર્યના મ્હોટા ગુણરૂપ રત્ને કરી શોભાયમાન છે શરીર જેનાં એવા તમે (આજ્ઞા આપો)

બહુ પડિપુન્ના પોરિસિ, રાઇઅ સંથારએ ઠામિ ॥ ૧ ॥—ઘણી અતીત થઇ છે પોરિસિ માટે રાત્રિ સંબંધી સંથારાને વિષે હું વિશ્રામ કરૂં. [કહે છે.

અણુજાણહ સંથારં—સંથારાની મને આજ્ઞા આપો તે કેવી રીતે તે

બાહુ વહાણેણ વામપાસેણ—ડાબનું ઉપધાન એટલે ઓશિકું કરીને અને ડાબા પાસા ઉપર સુઇ રહીને

**કુક્કુડિપાય પસારણ**—વળી કુકડીની પેઠે આકાશમાં પગ પ્રસારીને સુવે
**અંતરંત પમજ્જએ ભુમિં ॥ ૨ ॥**—નહીતો ભૂમીને પ્રમારજીને ત્યાં
પગ મૂકે.
**સંકોઇઅ સંડાસા**—પગ સંકોચ કરવો હોય તો સાથળ આખી પુંજવી
**ઉવટ્ટંતેય કાય પડિલેહા**—પાસું બદલવું હોય તો આખુ શરીર પડિલેહવું.
**દવ્વાઇ ઉવઓગં**—લઘુશંકાદિક માટે ઉઠવું હોય તો દ્રવ્ય, ક્ષેત્ર, કાલ,
ભાવ એ ચારનો ઉપયોગ રાખવો અને મનમાં વિચારવો
**ઉસ્સાસ નિરૂંભણાલોએ ॥ ૩ ॥**—તેમ છતાં નિંદ્રા રહે તો શ્વાસને
રૂંધવો એટલે નિંદ્રા દૂર જાય પછી બહાર નીકળવાના દ્વાર પ્રત્યે જુવે
અને બહાર જઈ આવીને પાછો ધર્મ ધ્યાનમાં પ્રવર્તે.
**જઈ મે હુજ્જ પમાઓ**—જો ગહારે પ્રમાદ એટલે મરવું થાય
**ઇમસ્સ દેહસ્સિમાઇ રયણીએ**—આ રાત્રિને વિષે આ દેહ સંબંધી
**આહાર મુવહિદેહં**—ચાર આહાર, વસ્ત્ર પાત્ર તથા શરીર
**સવ્વં તિવિહેણ વોસિરિઅં ॥ ૪ ॥**—તે સર્વે મન, વચન, કાયાએ
કરી હું વોસિરાવુંછું.
**ચત્તારિ મંગલં, અરિહંતા મંગલં**—ચાર માંગલીક છે, તેમાં એક અ-
રિહંત માંગલિક છે
**સિદ્ધા મંગલં, સાહુ મંગલં**—બીજા સિદ્ધ તથા ત્રીજા સાધુ માંગલિકછે.
**કેવલિ પન્નત્તો ધમ્મો મંગલં ॥ ૫ ॥**—ચોથો કેવલી પ્રરૂપિત શ્રુત
ચારિત્રરૂપ ધર્મ માંગલિક છે.
**ચત્તારિ લોગુત્તમા, અરિહંતા લોગુત્તમા**—ચાર લોકને વિષે ઉત્તમ
છે, એક અરિહંત લોકને વિષે ઉત્તમ છે.
**સિદ્ધા લોગુત્તમા, સાહૂ લોગુત્તમા**—બીજા સિદ્ધ ભગવાન ત્રીજા સાધુ
મુનિરાજ લોકને વિષે ઉત્તમ છે

કેવલિ પણ્ણુત્તો ધમ્મો લોગુત્તમો ॥ ૬ ॥—ચોથો કેવલી પ્રરૂપિત
ધર્મ લોકનેવિષે ઉત્તમ છે.
ચત્તારિ સરણં પવજ્જામિ—ચાર શરણ હું અંગીકાર કરૂંછું
અરિહંતે સરણં પવજ્જામિ—અરિહંતનું શરણ હું અંગીકાર કરૂંછું
સિદ્ધે સરણં પવજ્જામિ—સિદ્ધનું શરણ હું અંગીકાર કરૂંછું
સાહુ સરણં પવજ્જામિ—સાધુનું શરણ હું અંગીકાર કરૂંછું
કેવલિ પણ્ણત્તં ધમ્મં સરણં પવજ્જામિ ॥ ૭ ॥—કેવલી પ્રરૂપિત
ધર્મનું શરણ હું અંગીકાર કરૂંછું.
પાણાઇવાયમલિયં—પ્રાણાતિપાત, મૃષાવાદ [પરિગ્રહ
ચોરિક્કં મેહુણં દવિણમુચ્છં—અદત્ત.દાન=ચોરી, મૈથુન, દ્રવ્યની મૂર્છા તે
કોહં માણં માયં—ક્રોધ, માન, માયા
લોભં પિજ્જં તહા દોસં ॥ ૮ ॥—લોભ, રાગ તથા દ્વેષ
કલહં અબ્ભખ્ખાણં—કલહ, અભ્યાખ્યાન આળ દેવું તે
પેસુન્નં રઇ અરઇ સમાઉત્તં—પૈશુન્ય=ચાડી, રતિઅરતિ, તેણે કરી યુક્ત
પરપરિવાયં માયા—પરપરિવાદ, માયા
મોસં મિચ્છત્તસલ્લં ચ ॥ ૯ ॥—મૃષાવાદ તથા મિથ્યાત્વ શલ્ય.
વોસિરિસુ ઈમાઇં—આનો ત્યાગ કર
મુખ્ખમગ્ગ સંસગ્ગ વિગ્ઘ ભૂઆઇં—જે મોક્ષ માર્ગનો સંસર્ગ કરનાર
પ્રાણિઓને વિઘ્નભૂત છે
દુગ્ગઇ નિબંધણાઇં—વળી જે દુર્ગતિના કારણ છે
અઠ્ઠારસ પાવઠાણાઇં ॥ ૧૦ ॥—અઢાર પાપસ્થાનકનો ત્યાગ કર.
એગો હં નત્થિ મે કોઇ—હું એક છું માહારો કોઇ નથી
નાહં અન્નસ્સ કસ્સ ઇ—હું પણ બીજા કોઇનો નથી
એવં અદીણમણસો—એ પ્રકારે અદીન મન થકો
અપ્પાણમણુસાસઇ ॥ ૧૧ ॥—પોતાના આત્માને શિખામણ આપે

એગો મે સાસઓ અપ્પા—મારો આત્મા શાશ્વતો અને એકજ છે
નાણદંસણસંજુઓ—તે જ્ઞાન તથા દર્શને કરી સહિત છે
સેસા મે બાહિરા ભાવા—બાકીના ભાવ મારા દવરૂપ મુકી બાહ્ય છે.
સવ્વે સંજોગ લખ્ખણા ॥૧૨॥—તે સર્વેનું મૂલ સંજોગ તે મેલાપ છે
સંજોગમૂલા જીવેણ—આ જીવે, સંજોગ છે મૂલ કારણ જેનું
પત્તા દુખ્ખ પરંપરા—એવી દુઃખની શ્રેણી તે પામી
તમ્હા સંજોગસંબંધં—તે કારણ માટે સંજોગ સંબંધ
સવ્વં તિવિહેણ વોસિરિયં ॥ ૧૩ ॥—સર્વ ત્રિવિધે હું વોસિરાવુંછું.
અરિહંતો મહ દેવો—અરિહંત તથા સિદ્ધ મારા દેવ છે
જાવજ્જીવં સુસાહુણો ગુરૂણો—જ્યાંસુધી જીવું ત્યાંસુધી સુસાધુ તે મારા ગુરૂ છે.
જીણપન્નત્ત તત્તં—જીનેશ્વર ભગવાને પ્રરૂપ્યું જે તત્વ તે મુજ ધર્મ છે
ઇઅ સમ્મત્તં મએ ગહિયં ॥ ૧૪ ॥—આ સમકિત મેં ગ્રહણ કર્યું છે. ॥ ૧૪ ॥
ખમિઅ ખમાવિઅ મઇ ખમિઅ—ખમીને તથા ખમાવીને મારા વિષે ખમજો
સવ્વહ જીવનિકાય—સર્વ નિકાયના જીવો
સિદ્ધહ સાખ આલોયણહ—સિદ્ધની સાખે હું આલોઊં છું.
મુજ્જહ વઇર ન ભાવ ॥ ૧૫ ॥—મારે કાંઇ વૈરભાવ નથી.
સવ્વે જીવા કમ્મવસ—સર્વ જીવો કર્મના વશ થકી
ચઉદહ રાજ ભમંત—ચઉદ રાજલોકમાં ભમે છે
તે મે સવ્વ ખમાવિઆ—તે સર્વે જીવોને મેં ખમાવ્યા છે
મુજ્જવિ તેહ ખમંત ॥ ૧૬ ॥—તે જીવો મારા પ્રત્યે ખમો.
જં જં મણેણ બદ્ધં—જે જે પાપ મનવડે કરી બાંધ્યું હોય
જં જં વાએણભાસિઅં પાવં—જે જે પાપ વચને કરીને બોલવાથી લાગ્યું હોય
જં જં કાએણ કયં—જે જે પાપ કાયાથી કર્યું હોય
મિચ્છામિ દુક્કડં તસ્સ ॥ ૧૭ ॥—સર્વ પાપ મારૂં મિથ્યા થાઓ.

# સ્તુતિયો.

## અથ ભાવનાઓ.

પ્રભુ દર્શન સુખ સંપદા, પ્રભુ દર્શન નવ નિધ,
પ્રભુ દર્શનથી પામીએ, સકળ પદારથ સિદ્ધ,
ભાવે જીનવર પુજીએ, ભાવે દીજે દાન,
ભાવે ભાવના ભાવીએ, ભાવે કેવળ જ્ઞાન,

---

જીવડા જીનવર પુજીએ, પુજાનાં ફળ હોય;
રાજા નમે પ્રજા નમે આણ ન લોપે કોય,
વાડી ચંપો મોરીઓ, સોવન પાંખડીએ;
પાર્શ્વ જીનેશ્વર પુજીએ, પાંચે આંગળીએ.
આભને વહાલી વીજળી, ધરતીને વહાલો મેહ;
રાજુલ વહાલા નેમજી, આપને વહાલો દેહ.

---

આખી જલેબી પાતળી, ખુણે બેસી ખાય,
દેવ ગુરૂની નીંદા કરે, તે સાતમી નરકે જાય.

---

જગત્રયાધાર કૃપાવતાર, દુર્વાર સંસાર વિકાર વેધ,
શ્રી વીતરાગ ત્વયિ મુગ્ધ ભાવાત, વિજ્ઞ પ્રભો વિજ્ઞપયામિ કિંચિત.

---

દીઠોરે અદભૂત તાહરૂ રૂપ, અચરિજ ભવિકારૂપી પદ વરો;
તાહરી ગત તું જાણે હો દેવ સમરણ ભજન તે વાચક જસ કહે.

---

તું અકલંકી રૂપ સ્વરૂપી, પરમાનંદ પદ તું દાઇ;
તું શંકર બ્રહ્મા જગદીશ્વર, વિત્તરાગ તું નીરમાઇ. ૧
અનોપમ રૂપ દેખી તુજ રીઝે, સુર નરનારી કે વંદા.
નમો નિરંજન ફણીપતી શેનીત, પાસ ગોડીચા સુખકંદા. ૨
કાને કુંડલ શીર છત્ર બીરાજે, ચક્ષુ ટીકા નીરધારી;
અષ્ટ બીજોરૂં હાથ સોહે, તુમ વંદે સહુ નરનારી. ૩
જળ આવી પ્રભુ નાકે અડીઆં, આસન કંપ્યા નીરધારી;
નાગ નાગણી છત્ર ધરે છે, જળ વરસાવ્યાં નીરધારી. ૪
રૂપવિજય કહે સુણુ મેરી લાવણી, એસી શોભા બહુ સારી;
મત પીતા બાંધવ સહુ સાથે, સંજમ લીધા નીરધારી.

---

દર્શનં દેવ દેવસ્ય, દર્શનં પાપ નાશનં,
દર્શનં શિવ સોપાનં, દર્શનં મોક્ષ સાધનં.

---

# અથ અષ્ટપ્રકારી પૂજાના દૂહા.

ન્હવણુ વિલેપન કુસુમની, ધૂપ દીપ મનોહાર;
અખંડ અક્ષત નૈવેદ્યની, અષ્ટમી ફળ સુવીચાર. ૧
ભાવ સ્તવનને કારણે, દ્રવ્યસ્તવ અધિકાર;
કારણથી કારજ સધે, તેણે ધુર પૂજ ઉદાર. ૨
એણીપેરે જળ પૂજા કરી, કરીએ અપ્પા શુદ્ધ;
માંન છિદ્ર જે એહમાં, જાણો તેહ અશુદ્ધ. ૩
દૂર કરવા ગુણ વાસના, અસંખ્યાત પ્રદેશ;
ચંદનની પૂજા કરો, આણી ભાવ વિશેષ. ૪
પૂજાને પરિણામ દોઉ, કરો ચંદનકી રીત;
શીતળતાને સુગંધતા, જિમ ભાજે ભવભીત. ૫

હવે ત્રીજી સુમનસ તણી, પૂજા અતિહિ ઉદાર;
સુમનસ સુખ જિણથી લહે, તિણે સુમનસ પરકાર. ૬
પ્રણિધાને સદ્ગતિ હોએ, પૂજથી કીમ નવી હોય;
સુમનસ ભાવે દુર્ગતા, પૂજ પંચાશક જોય. ૭
હુતાશનથી કક્ષ જ્યું, તિમ ધ્યાનાનલે કર્મ;
તિણે મિશે ધૂપ પૂજા કરો, પામો જ્યું શિવશર્મ. ૮
ઈણિપરિ ધુપ પૂજા કરી, જિનં આગળ શુભ ભાવ;
ટાળી વિભાવની પરિણુતી, દૂર કરો પરભાવ. ૯
જગ પ્રદીપ પુર દીપ શુભ, કરતાં ભાવો એક;
આવરાણું જે અનાદિનું, જ્ઞાન લહો-નિજ તેહ. ૧૦
કેવળનાણ પઈવિશું, જ્યું લહે લોકાલોક;
ત્યું પૂજા દ્રવ્ય દીપની, કરતાં શિવફળ રોક. ૧૧
હવે અક્ષત પૂજા કરો, શાલિવ્રીહિ ગોધુમ;
ઉજ્જવળ પ્રભુ પુર ઢોઈને, ટાળો મોહકી ધુમ. ૧૨
અક્ષય ફળ લેવા ભણી, અક્ષત પૂજા ઉદાર;
ઇહ ભવ પણ નવિ ક્ષયે હોયે, રાજ રિધિ ભંડાર. ૧૨
હવે નૈવેદ્ય નિવેદના, કીજે જીમ હલીરાય;
ભવ નિવેદ પ્રભુ મુખે, માગો અવિચળ ઠાય. ૧૩
કર્ત્તા ભોક્તા મુજ નહીં, પુદ્ગલ ભાવનો જીવ;
તિણે પુદ્ગલની ત્યાજના, કરતાં શર્મ સદૈવ. ૧૫
ફળ પુજા કરતાં થકાં, સફલ કરો અવતાર;
ફલ માગો પ્રભુ આગલે, તાર તાર મુજ તાર. ૧૬
જસ ફલ ઓપમ જગ નહીં, પામ્યા પછી ન અંત;
અવ્યાબાધ અચળ અરૂજ, માગો સુખ અનંત. ૧૭

ઇતિ અષ્ટપ્રકારી પૂજાના દૂહા સંપૂર્ણ.

## जिन नव अंग पुजाना दोहा.

જળ ભરી સંપુટ પત્રમાં, યુગલીક નર પુજંત;
રિખભ ચરણ અંગુઠડે, દાયક ભવજળ અંત. ૧
જાનુ બળે કાઉસ્સગ્ગ રહ્યા, વિચર્યા દેશ વિદેશ;
ખડાં ખડાં કેવળ લહ્યું, પૂજો જાનુ નરેશ. ૨
લોકાંતિક વચને કરી, વરસ્યા વરસી દાન;
કરકાંડે પ્રભુ પૂજતાં પુજો ભવિ બહુ માન. ૩
માન ગયો દોય અંશથી, દેખી વીર્ય અનંત;
ભુજા બળે ભવજળ તર્યા, પુજો ખંધ મહંત. ૪
સિદ્ધસિલા ગુણ ઉજળી, લોકાંતે ભગવંત;
વસીયા તેણે કારણ ભવી, શિર શીખા પુજંત. ૫
તિર્થંકર પદ પુન્યથી, ત્રિભુવન જન સેવંત;
ત્રિભુવન તિલક સમા પ્રભુ, ભાલ તિલક જયવંત. ૬
સોળ પોહોર પ્રભુ દેશના, કંઠે વિવર વરતુલ;
મધુરધ્વની સુરનર સુણે, તીણે ગળે તિલક અમૂલ. ૭
હ્રદય કમળ ઉપસમ બળે, બાળ્યા રાગ ને રોષ;
હેમ દહે વન ખંડને, હ્રદય તિલક સંતોષ. ૮
રત્નત્રયી ગુણ ઉજળી, સકળ સુગુણ વિશરામ;
નાભિ કમળની પુજના કરતાં અવિચળ ધામ. ૯
ઉપદેશક નવ તત્વના, તિણે નવ અંગ જીણંદ;
પુજો બહુ વિધ રાગશું કહે શુભ વીર મુણિંદ. ૧૦

---

સકળ કર્મ વારી મોક્ષ માર્ગાધિકારી;
ત્રીભુવન ઉપગારી કેવળ જ્ઞાન ધારી. ૧
ભવિજન નિત્ય શેવો, દેવ તે ભક્તિ ભાવે;

ઇહ જીન ભજંતાં, સર્વ સંપત્તિ આવે. ૨
જીનવર પદ સેવા, સર્વ સંપત્તિ દાઇ;
નિશિદીન સુખ દાઇ, કલ્પવલ્લી સહાઇ. ૩
નમિ વિનમિ લહીજે, સર્વ વિદ્યા વડાઇ;
ઋષભ જીનહ સેવા, સાધતાં તેહ પાઇ. ૪

---

સ્વપર સમય જાણે, ધર્મ વાણી વખાણે;
પરમ ગુરૂ કૃપાથી, તત્વ નિશંક માણે.
ભવિક કજ વિકાશે, ભાનુ જ્યું તેજ ભાસે;
ઇહજ ગુરૂ ભજો જે, શુદ્ધ માર્ગ પ્રકાશે.
સુગુરૂ વચન સંગે, નિસ્તરે જીવ રંગે;
નિરમળ નર થાએ, જેમ ગંગા પ્રસંગે.
સુણીએ સુગુરૂ કેશી, વાણીરાય પ્રદેશી;
લહી સુરભવ વાસી, જે હવે મોક્ષ જાશી.

---

જળનિધિ જળવેળા, ચંદ્રથી જેમ વાધે;
સકળ વિભવ લીલા, ધર્મથી તેમ સાધે.
મનુષ્ય જનમ કેરો સાર તે ધર્મ જાણી;
ભજ ભજ ભવી ભાવે ધર્મ તે સૌખ્ય ખાણી.
ઇહ ધર્મ પસાયે, વિક્રમે સત્વ સાધ્યો,
ઇહ ધર્મ પસાયે, શાલીનો શકય વાધ્યો.
જસ નર ગજવાજી, પ્રત્યીકાનાજી કેઇ,
રણુ સમય થયાં તે, જીવ સાચાતિ કેઇ.

---

## ચૈત્યવંદનો.

સકલ કુશલ વલ્લી પુષ્કરાવર્ત મેઘો, દુરિત તિમિર ભાનુ કલ્પવૃક્ષોપમાનઃ ભવજળ નિધિ પોતઃ સર્વ સંપત્તિ હેતુ, સ ભવતુ સતતં વઃ શ્રેયસે શાંતિનાથઃ શ્રેયસે પાર્શ્વનાથઃ

૧

વિમળ કેવળ જ્ઞાન કમળા કલીત ત્રિભુવન હિતકરં,
સુરરાજ સંસ્તુત ચરણ પંકજ નમો આદિ જીનેશ્વરં. ૧
વિમળ ગીરીવર શ્રૃંગ મંડણ પ્રવર ગુણ ગણ ભુધરં;
સુર અસુર કિન્નર કોડી સેવીત નમો૦ ૨
કરતી નાટક કિન્નરી ગણ ગાય જીન ગુણ મનહરં;
નિર્જરાવળી નમે અહોનિશ નમો૦ ૩
પુંડરિક ગણપતી સિદ્ધિ સાધી કોડી પણ મુની મનહરં;
શ્રી વિમળ ગિરીવર શ્રૃંગ સિદ્ધા નમો૦ ૪
નીજ સાધ્ય સાધન સુર મુનીવર કોડીનંત એ ગિરીવરં;
મુગતિ રમણી વર્યા રંગે નમો૦ ૫
પાતાળ નર સુરલોક માંહી વીમળ ગિરીવર તો પરં;
નહી અધીક તીરથ તિરથપતી કહે નમો૦ ૬
ઇમ વિમળ ગિરીવર શીખર મંડણ દુઃખ વિહંડણ ધ્યાઇએ;
નીજ શુદ્ધ સત્તા સાધનાર્થ પરમ જ્યોતિને પાઇએ;
જીત મોહ કોહ વિછોહ નીદ્રા પરમ પદસ્થીત જયકરં;
ગિરીરાજ સેવા કરણ તત્પર પદ્મવિજય સુ હીતકરં. ૭

---

શ્રીશત્રુંજય સિદ્ધ ક્ષેત્ર દીઠે દુરગતી વારે; ૧
ભાવ ધરીને જે ચડે તેને ભવ જળ પાર ઉતારે.

અનંત સિદ્ધનો એ ઠામ સકળ તીરથનો રાય;
પુરવ નવાણું રીખવ દેવ જ્યાં ઠવિયા પ્રભુ પાય. ૨
સુરજ કુંડ સોહામણો કવડ જક્ષ અભિરામ;
નાભીરાયા કુળ મંડણો જીનવર કરૂ પ્રણામ. ૩

૩

આજ દેવ અરીહંત નમું, સમરૂ તોરૂ નામ;
જ્યાં જ્યાં પ્રતીમા જીન તણી, ત્યાં ત્યાં કરૂં પ્રણામ. ૧
શેત્રુંજે શ્રી આદી દેવ, નેમ નમું ગીરનાર;
તારંગે શ્રી અજીતનાથ, આબુ રીખવ જુહાર. ૨
અષ્ટાપદ ગીરી ઉપરે, જીન ચોવીશી જોડ,
મણીમય મુરત માનશુ, ભરતે ભરાવી સોય. ૩
સમેતશીખર તીરથ વડો, જ્યાં વીશે જીનપાય;
વૈભાર ગીરીવર ઉપરે, શ્રી વીર જીનેશ્વર રાય. ૪
માંડવગઢનો રાજીઓ, નામે દેવ સુપાસ;
રીખવ કહે જીન સમરતાં, પહોંચે મનની આશ. ૫

૪

પદ્મ પ્રભુને વાસુપુજ્ય, દોય રાતા કહીએ,
ચંદ્રપ્રભુને સુવિધીનાથ, દો ઉજ્વળ લહીએ. ૧
મલ્લીનાથને પાર્શ્વનાથ, દો નીલા નીરખ્યા,
મુનીસુવ્રત ને નેમનાથ દો અંજન સરીખા. ૨
સોળે જીન કંચન સમા, એહવા જીન ચોવીશ;
ધીર વીમળ પંડીત તણો, જ્ઞાન વીમળ કહે શિષ્ય. ૩

૫

બાર ગુણ અરિહંત દેવ, પ્રણમીજે ભાવે.
સિદ્ધ આઠ ગુણ સમરતાં, દુઃખ દોહગ જાવે. ૧

આચારજ ગુણ છત્રીસ, પચવીસ ઉવઝાય,
સતાવીશ ગુણ સાધુના, જપતાં સુખ થાય. ૨
અષ્ટોતરસય ગુણ મળી, એમ સમરો નવકાર,
ધીર વીમળ પંડીત તણો, નય પ્રણમે નીત્ય સાર. ૩

૬

શ્રી સીમંધર વીતરાગ ત્રીભૂવન તુમે ઉપગારી;
શ્રી શ્રેયાંસ પીતા કુળે, બહુ શોભા તુમારી. ૧
ધન્ય ધન્ય માતા સત્યકી, જેણે જાયો જયકારી;
વૃષભ લંછન વીરાજમાન, વંદે નર નારી. ૨
ધનુષ પાંચસેં દેહડીએ સોહીએ સોવન વાન;
કીરતીવીજય ઉવઝાયનો, વીનય ધરે તુમ ધ્યાન. ૩

૭

શ્રી સીમંધર જગધણી, આ ભરતે આવો;
કરૂણાવંત કરૂણા કરી, અમને વંદાવો, ૧
સકળ ભક્ત તુમે ધણીએ જો હોવે અમનાથ;
ભવોભવ હું છું તાહરો નહિ મેલું હવે સાથ. ૨
સયલ સંગ છંડી કરીએ ચારિત્ર લેઈશું,
પાય તુમારા શેવીને શીવ રમણી વરશું;
એ અળજો મુજને ઘણોએ, પુરો સીમંધર દેવ;
ઇહાં થકી હું વીનવું અવધારો ગુણગેહ. ૪

## અથ શ્રી બીજનું ચૈત્યવંદન.

દુવિધ ધર્મ જીણે ઉપદિસ્યો, ચોથા અભીનંદન;
બીજે જન્મ્યા તે પ્રભુ ભવ દુઃખ નિકંદન. ૧
દુવિધ ધ્યાન તુમે પરિહરો, આદરો દોય ધ્યાન;

એમ પ્રકાસ્યું સુમતિ જીને, તે ચવિયા બીજ દીન. ૨
દોય બંધન રાગ દ્વેષ તેહને ભવી તજીએ;
મુજપરે સીતલ જીન કહે બીજ દીન શીવ ભજીએ; ૩
જીવાજીવ પદાર્થનું કરો નાણુ સુજાણુ;
બીજ દિને વાસુપુજ્ય પરે લહો કેવળ નાણુ; ૪
નિશ્ચય નય વ્યવહાર દોય એકાંત ન ગ્રહીએ;
અર જીન બીજ દિને ચવી એમ જીન આગળ કહીએ. ૫
વર્ત્તમાન ચોવીશીએ એમ જીન કલ્યાણ;
બીજ દિને કેઇ પામીયા પ્રભુ નાણ નિર્વાણ. ૬
એમ અનંત ચોવીશીએ, હુઆ બહુ કલ્યાણ;
જીન ઉત્તમ પદ પદ્મને, નમતાં હોય સુખ ખાણ. ૭

## अथ श्री ज्ञानपंचमीनुं चैत्यवंदन.

ત્રીગડે બેઠા વીર જીન, ભાખે ભવિજન આગે;
ત્રીકરણસ્યું ત્રીહું લોકજન, નીસુણો મન રાગે. ૧
આરાધો ભલી ભાતસેં, પાંચમ અજુઆળી;
જ્ઞાન આરાધન કારણે, એહજ તીથી નીહાળી. ૨
જ્ઞાન વિના પશુ સરિખા, જાણો એણે સંસાર;
જ્ઞાન આરાધનથી લહે, સીવપદ સુખ શ્રીકાર. ૩
જ્ઞાન રહીત ક્રીયા કહી કાસ કુસુમ ઉપમાન;
લોકાલોક પ્રકાશકર, જ્ઞાન એક પરધાન. ૪
જ્ઞાની શ્વાસોશ્વાસમાં, કરે કર્મનો છેહ;
પૂર્વ કોડી વરસો લગે, અજ્ઞાને કરે તેહ. ૫
દેશ આરાધક ક્રીયા કહી, સર્વ આરાધક જ્ઞાન;
જ્ઞાનતણો મહીમા ઘણો, અંગ પાંચમે ભગવાન. ૬

પંચ માસ લઘુ પંચમી, જાવ જીવ ઉત્કૃષ્ટિ;
પંચ વરસ પંચ માસની, પંચમી કરો શુભ દૃષ્ટિ. ૭
એકાવનહી પંચનોએ, કાઉસ્સગ્ગ લોગસ્સ કેરો;
ઉજમણું કરો ભાવશું, ટાળે ભવ ફેરો. ૮
એણી પરે પંચમી આરાધીએ, આણી ભાવ અપાર;
વરદત્ત ગુણમંજરી પરે, રંગવિજય લહો સાર. ૯

## अथ श्री अष्टमीनुं चैत्यवंदन.

મહા સુદી આઠમને દીને, વિજ્યા સુત જાયો;
તેમ ફાગણ સુદ આઠમે, સંભવ ચવી આવ્યો. ૧
ચૈતર વદની આઠમે, જન્મ્યા રૂષભ જીણંદ;
દિક્ષા પણ એ દીન લહી, હુઆ પ્રથમ મુનીચંદ. ૨
માધવ સુદી આઠમ દીને, આઠ કર્મ કર્યા દૂર;
અભિનંદન ચોથા પ્રભુ, પામ્યા સુખ ભરપુર. ૩
એહિજ આઠમ ઉજળી, જન્મ્યા સુમતિ જીણંદ;
આઠ જાતિ કળશે કરી, ન્હવરાવે સુર ઈંદ્ર. ૪
જન્મ્યા જેઠ વદી આઠમે, મુનીસુવ્રત સ્વામી;
નેમ અસાડ સુદી આઠમે, અષ્ટમી ગતી પામી. ૫
શ્રાવણ વદની આઠમે, નમી જન્મ્યા જગ ભાણ,
તેમ શ્રાવણ સુદી આઠમે, પાસજીનું નીરવાણ. ૬
ભાદરવા વદી આઠમ દીને, ચવીયા સ્વામી સુપાસ;
જીન ઉત્તમ પદ પદ્મને સેવ્યાથી શિવ વાસ. ૭

## अथ श्री एकादशीनुं चैत्यवंदन.

સાસન નાયક વીરજી, પ્રભુ કેવળ પાયો;
સંઘ ચતુરવીધ થાપવા, મહસેન વન આયો. ૧

માધવ સીત એકાદશી, સોમલ દ્વીજ યજ્ઞ,
ઇંદ્રિભુતી આદે ગણ્યા, એકાદશ વિજ્ઞ. ૨
એકાદસસેં ચઉગુણા, તેહનો પરિવાર;
વેદ અર્થ અવળો કરે, મન અભિમાન અપાર. ૩
જીવાદિક સંશય હરીએ, એકાદશ ગણધાર;
વીરે થાપ્યા વંદીએ, જીન શાસન જયકાર. ૪
મલ્લી જન્મ અર મલ્લી પાસ, વર ચરણ વિલાસી;
રીખભ અજીત સુમતિ નમી, મલ્લી ઘન ઘાતી વિનાસી. ૫
પદ્મ પ્રભુ શીવવાસ પાસ, ભય ભવનાં તોડી;
એકાદશી દીન આપણી, રીધ સઘળી જોડી. ૬
દશ ખેત્રે ત્રીહું કાળના, ત્રણસેં કલ્યાણ;
વરસ અગીઆર એકાદશી, આરાધો વરનાણ. ૭
અગીઆર અંગ લખાવીએ, એકાદશ પાઠાં;
પુંજણી ઠવણી વીંટણી, મસી કાગળ કાઠાં. ૮
અગીઆર અવ્રત છાંડવાંએ, વહો પડીમા અગીઆર;
ખીમાવિજય જીનશાસને, સફળ કરો અવતાર. ૯

---

# અથ શ્રી સ્તવનો.

## અથ શ્રી સિદ્ધાચળનાં સ્તવનો.

### દુહા.

એકેકું ડગલું ભરે શેત્રુંજા સામો જેહ;
રીખવ કહે ભવ કોડનાં, કર્મ ખપાવે તેહ. ૧
શેત્રુંજા સમો તીરથ નહીં, રીખવ સમા નહી દેવ;
ગૌતમ સરખા ગુરૂ નહીં, વળી વળી વંદુ તેહ. ૨

સિદ્ધાચળ સમરૂ સદા, સોરઠ દેશ મોઝાર;
મનુષ જનમ પામી કરી, વંદુ વાર હજાર. ૩
સોરઠ દેશમાં સંચર્યો, ન ચઢયો ગઢ ગીરનાર;
શેત્રુંજી નદી નાહ્યો નહી, તેનો એળે ગયો અવતાર. ૪
શેત્રુંજી નદીમાં નાહીને, મુખ બાંધી મુખકોશ;
દેવ યુગાદી પુજીએ, આણી મન સંતોષ. ૫
જગમાં તીરથ દો વડા, શેત્રુંજય ગીરનાર;
એક ગઢ રીખવ સમોસર્યા, એક ગઢ નેમકુમાર. ૬
સિદ્ધાચળ સિદ્ધિ વર્યા, ગ્રહી મુનીલિંગ અનંત;
આગે અનંતા સિદ્ધશે, પુજો ભવી ભગવંત. ૭
શેત્રુંજય ગીરી મંડણો, મારૂદેવીનો નંદ;
જુગલા ધર્મ નિવારકો, નમો યુગાદી જીણંદ. ૮

૧

આંખડીએરે મેં આજ શેત્રુંજો દીઠોરે;
સવા લાખ ટકાનો દહાડોરે, લાગે મને મીઠોરે;
સફળ થયોરે મારા મનનો ઉમાયો,
વાલા મારા ભવનો સંશય ભાગ્યોરે;
નરક ત્રીજંચ ગતિ દુર નીવારી, ચરણે પ્રભુજીને લાગ્યોરે. સે૦ ૧
માનવ ભવનો લાહો લીજે, વા૦ દેહડી પાવન કીજેરે;
સોના રૂપાને ફુલડે વધાવી, વા૦ પ્રેમે પ્રદક્ષિણા દિજેરે. સે૦ ૨
દુધડે પખાળીને કેસર ઘોળી, વા૦ શ્રી આદેશ્વર પુજ્યારે;
શ્રી સિદ્ધાચળ નયણે જોતાં, પાપ મેવાસી ધ્રુજ્યારે. સે૦ ૩
શ્રી મુખ સુધર્મા સુરપતિ આગે, વા૦ વીરજીણંદ એમ બોલેરે;
ત્રણ્ય ભુવનમાં તીરથ મોટું, નહી કોઇ શેત્રુંજા તોલેરે, સે૦ ૪
ઇંદ્ર સરીખા એ તીરથની, વા૦ ચાકરી ચીત્તમાં ચાહેરે;

કાયાની તો કાસ્મર કાઢી, સુરજ કુંડમાં નાહીરે. સે૦ ૫
કાંકરે કાંકરે શ્રી સિદ્ધખેત્રે, વા૦ સાધુ અનંતા સિદ્ધારે;
તે માટે એ તીરથ મોટું, ઉદ્ધાર અનંતા કીધારે. સે૦ ૬
નાભીરાયા સુત નજરે જોતાં, વા૦ મેહ અમીરસ વુઠયારે;
ઉદયરત્ન કહે આજ મારે પોતે, શ્રી આદેસર ત્રુઠયારે. સે૦ ૭

૨

સિદ્ધાચળ ગેરી ભેટયારે ધન્ય ભાગ્ય હમારાં. એ આંકણી.
એ ગિરીવરનો મહિમા મોટો, કહેતાં ન આવે પારા;
રાયણ રૂખ સમોસર્યા સ્વામી, પુરવ નવાણું વારારે. ધ૦ ૧
મુળનાયક શ્રી આદિજીનેશ્વર, ચૌમુખ પ્રતીમા ચારા;
અષ્ટ દ્રવ્યસેં પુજો ભાવે, સમકિત મુલ આધારારે. ધ૦ ૨
ભાવ ભગતિશું પ્રભુ ગુણ ગાતાં, અપના જનમ સુધારા;
જાત્રા કરી ભવિજન શુભ ભાવે, નરગતિ દુર્ગતિ વારારે. ધ૦ ૩
દુર દેશાંતરથી હું આવ્યો, શ્રવણે સુણી ગુણ તોરા;
પતીત ઉદ્ધારન બિરૂદ તુમારો, એ તીરથ જગ સારારે ધ૦ ૪
અઢારસેં ત્યાસી માસ અષાડો વદ આઠમ ભોમવાર;
પ્રભુકે ચરણ પસાયથી સંઘમાં, ક્ષેમારતન પ્રભુ પ્યારારે. ધ૦ ૫

## શ્રી વાસુપુજ્યસ્વામીનું સ્તવન.

( સાહેબા મોતીડો અમારો. એ દેશી. )

સ્વામી તુમે કાંઇ કામણ કીધું, ચિતડું અમારૂં ચોરી લીધું;
સાહેબા વાસુપૂજ્ય જીણંદા, મોહના વાસુપૂજ્ય. એ આંકણી.
અમે પણ તુમશું કામણકરશું;
ભકિત અહી મન ઘરમાં રમશું સાહેબા૦ ૧
મન ઘરમાં ધરીયા ઘર શોભા,

દેખત નિત્ય રહેશો થિરથોભા;
મન વૈકુંઠ અકુંઠિત ભકતે,
યોગી ભાખે અનુભવ યુકતે. સાહેબા૦ ૨
કલેશે વાસિત મન સંસાર,
કલેશ રહીત મન તે ભવપાર.
જો વિશુદ્ધ મન ઘર તુમે આવ્યા,
પ્રભુ તો અમે નવનિદ્ધિ રૂદ્ધિ પાવ્યા. સાહેબા૦ ૩
સાત રાજ અળગા જઇ બેઠા,
પણ ભગતે અમ મનમાં પેઠા;
અળગાને વળગ્યા જે રહેવું,
તે ભાણા ખડ ખડ દુઃખ સહેવું. સાહેબા૦ ૪
ધ્યાવક ધ્યેય ધ્યાન ગુણ એકે,
ભેદ છેદ કરશું હવે ટેકે;
ખીર નીર પરે તુમશું મળશું.
વાચક જશ કહે હેજે હળશું. સાહેબા૦ ૫

## શ્રી પાર્શ્વનાથનું સ્તવન.

આવો રે આવો પાસજી મુજ મળીયારે,
મારા મનના મનોરથ ફળીયા; આ૦ એ. આંકણી.
તારી મુરત મોહનગારી રે, સહુ સંઘને લાગે છે પ્યારી રે;
તમને મોહી રહ્યા સુર નર નારી, આ૦ ૧
અલબેલી મુરત પ્રભુ તારીરે, તારા મુખડા ઉપર જાઉં વારીરે;
નાગ નાગણિની જોડ ઉગારી. આ૦ ૨
ધન્ય ધન્ય દેવાધિદેવા રે સુરલોક કરે છે સેવા રે
હમને આપોને શિવપૂર મેવા. આ૦ ૩

તમે શિવ રમણીના રસિયા રે, જઈ મોક્ષપુરીમાં વસિયા રે;
મારા હૃદય કમળમાં વસિયા. આ૦ ૪
જે કોઇ પાસ તણા ગુણ ગાશેરે, ભવ ભવનાં તે પાતિક જાશેરે;
તેનાં સમકિત નિર્મળ થાશે. આ૦ ૫
પ્રભુ ત્રેવીસમા જિનરાયા રે, માતા વામાદેવીના જાયા રે;
હમને દરિશન દોને દયાળા. આ૦ ૬
હું તો લળી લળી લાગું પાય રે, મારા ચિત્તમાં તે હરખ ન માય રે;
એમ માણેક વિજય ગુણ ગાય. આ૦ ૭

## શ્રી મહાવીરસ્વામીનું સ્તવન.

( રાગ ધનાશ્રી )

ગિરૂઆરે ગુણ તુમ તણા, શ્રી વર્ધમાન જીન રાયારે;
સુંણતા શ્રવણે અમી ઝરે, મારી નિર્મળ થાયે કાયારે. ગિ૦ ૧
તુમ ગુણ ગણ ગંગાજળે, ઝીલી નિર્મળ થાઉરે;
અવર ન ધંધો આદરૂં, નિશ દિન તોરા ગુણ ગાંઉરે. ગિ૦ ૨
ઝીલ્યા જે ગંગાજળે, તે છીલર જળ નવિ પેસેરે;
જે માલતી ફુલે મોહીઆ, તે બાવલ જઇ નવી બેસેરે. ગિ૦ ૩
એમ અમે તુમ ગુણ ગોઠશું, રંગે રાચ્યાને વળી માચ્યારે;
તે કેમ પરસુર આદરૂં, જે પરનારી વશ રાચ્યારે. ગિ૦ ૪
તું ગતિ તું મતિ આશરો, તું આલબંન મુજ પ્યારોરે;
વાચક જસ કહે માહરે, તું જીવન જીવ આધારોરે. ગિ૦ ૫

૨

( ભોલીડા હંસારે વિષય ન રાચીયે. એ દેશી. )

સીધારથનારે નંદન વીનવું, વીનતડી અવધાર;
ભવ મંડપમાંરે નાટક નાચીઓ, હવે મુજ દાન દેવરાવ. સી૦ ૧

ત્રણ રતન મુજ આપો તાતજી, જેમ નાવેરે સંતાપ;
દાન દેઅંતાંરે પ્રભુ કસુર કિસિ, આપો પદવી આપ. સી૦ ૨
ચરણ અંગુઠે તે મેરૂ કંપાવીઓ, તોડયાં સુરનાંજ માન:
અષ્ટ કરમના તે ઝઘડા જીતવા, દીધાં વરશીદાન સી૦ ૩
સાસન નાયક સીવ સુખ દાયક, ત્રીસલા કૂખે રતન;
સીધારથનોરે તુમે દીપાવીઓ, પ્રભુજી વંશ ધન ધન. સી૦ ૪
વાચક શેખર કીર્તિ વિજય ગુરૂ, પ્રણમું તાસ પસાય;
ધરમ તણા એ જીન ચોવીસના, વિનયવિજય ગુણ ગાય. સી૦ ૫

## શ્રી સીમંધરસ્વામીનું સ્તવન.

( દાડર આંબા આંબલીરે. એ દેશી. )

પુખ્ખલવઇ વિજયે જયોરે, નયરી પુંડરીગિણી સાર;
શ્રી સીમધંર સાહેબારે, રાય શ્રેયાંસ કુમાર,
જીણુંદરાય ધરજયો ધર્મસ્નેહ. જીણુંદરાય૦ ૧
મોટા નાહના અંતરોરે, ગિરૂઆ નવી દાખંત;
શશી દરીશણુ સાયર વધેરે, કૈરવ વન વિકસંત. જીણુંદરાય૦ ૨
ઠામ કુઠામ નવિ લેખવેરે, જગ વરસંત જલધાર;
કરદોય કુસુમે વાસીયેરે, છાયા સવિ આધાર. જીણુંદરાય૦ ૩
રાયને રાંક સરીખા ગણેરે, ઉદ્યોને સશિ સુર;
ગંગાજળ તે બહુ તણારે, તાપ કરે સવિ દુર. જીણુંદરાય૦ ૪
સરિખા સઉને તારવારે, તિમ તુમે છો મહારાજ;
મુજશું અંતર કીમ કરોરે, બાંહે ગ્રહ્યાની લાજ જીણુંદરાય૦ ૫
મુખ દેખી ટીલું કરેરે, તે નવિ હોય પ્રમાણ;
મુજરો માને સવિ તણોરે, સાહિબ તેહ સુજાણ જીણુંદરાય૦ ૬
વૃષભ લંછન માતા સત્યકીરે, નંદન રૂખમણી કંથ;

વાચક જસ એમ વિનવેરે, ભવ ભંજન ભગવંત, જીચુંદરાય૦ ૭

૨

સુણો ચંદાજી સીમંધર પરમાતમ પાસે જાજો.
મુજ વિનતડી, પ્રેમ ધરીને એણીપેરે તુમે સંભળાવજો.
જે ત્રણ. ભુવનનો નાયક છે, જસ ચોસઠ ઇંદ્ર પાયક છે;
જ્ઞાન દરિસણ જેહને ખાયક છે. સુણો૦ ૧
જેની કંચન વરણી કાયા છે, જસ ધોરી લંછન પાયા છે;
પુંડરિકગિણિ નગરીનો રાયા છે. સુણો૦ ૨
બાર પર્ષદા માંહી બિરાજે છે, જસ ચોત્રીસ અતિશય છાજે છે;
ગુણ પાંત્રીસ વાણીયે ગાજે છે. સુણો૦ ૩
ભવિજનને તે પડી બોહે છે, તુમ અધિક શીતળ ગુણ સોહે છે;
રૂપ દેખી ભવિજન મોહે છે. સુણો૦ ૪
તુમ સેવા કરવા રસીઓ છું, પણ ભરતમાં દૂરે વસીઓ છું;
મહા મોહરાય કર ફસીઓ છું. સુણો૦ ૫
પણ સાહીબ ચિત્તમાં ધરીઓ છે, તુંમ આણા ખડ્ગ કરગ્રહીઓ છે;
તો કાંઇક મુજથી ડરીઓ છે. સુણો૦ ૬
જીન ઉત્તમ પુંઠ હવે પુરો, કહે પદ્મવિજય થાઉ શુરો;
તો વાધે મુજ મન અતિ નુરો. સુણો૦ ૭

## अथ श्री ज्ञानपंचमीनुं स्तवन.

પંચમી તપ તમે કરોરે પ્રાણી, જેમ પામો નિર્મલ જ્ઞાનરે;
પહેલું જ્ઞાન ને પછી ક્રિયા, નહીં કોઇ જ્ઞાન સમાનરે. પંચમી. ૧
નંદી સૂત્રમાં જ્ઞાન વખાણ્યું, જ્ઞાનના પાંચ પ્રકારરે;
મતિ શ્રુત અવધિ ને મનઃ પર્યવ, કેવલ એક ઉદારરે. પંચમી. ૨
મતિ અઠ્ઠાવીસ શ્રુત ચઉદહ વીસ, અવધી છે અસંખ્ય પ્રકારરે;

દોય ભેદે મનઃ પર્યવ દાખ્યું કેવલ એક ઉદારરે. પંચમી. ૩
ચંદ્ર સૂર્ય ગ્રહ નક્ષત્ર તારા, એકથી એક અપારરે;
કેવલ જ્ઞાન સમુ નહીં કોઇ, લોકાલોક પ્રકાશરે. પંચમી. ૪
પારસનાથ પ્રસાદ કરીને, મ્હારી પુરો ઉમેદરે;
સમય સુંદર કહે હું પણ પામું, જ્ઞાનનો પાંચમો ભેદરે. પંચમી. ૫

## अथ श्री अष्टमीनुं स्तवन.

હાંરે મારે ઠામ ધરમના સાડા પચવીસ દેશજો,
દીપેરે ત્યાં દેશ મગધ સહુમાં શિરેરે લો;
હાંરે મારે નગરી તેહમાં રાજગ્રહી સુવિશેષજો,
રાજે રે ત્યાં શ્રેણીક ગાજે ગજપરેરે લો. ૧

હાંરે મારે ગામ નગર પુર પાવન કરતા નાથજો,
વિચરંતા તીહાં આવી વીર સમોસર્યારે લો;
હાંરે મારે ચઉદ સહસ્સ મુનિવરના સાથે સાથજો,
સુધારે તપ સંયમ શિયલે અલંકર્યારે લો. ૨

હાંરે મારે ફૂલ્યા રસભર ઝૂલ્યા અંબ કદંબજો,
જાણુંરે ગુણશીલ વન હસિ રોમંચીઓરે લો;
હાંરે મારે વાયા વાય સુવાય તીહાં અવિલંબજો,
વાસેરે પરિમલ ચિહુ પાસે સંચિઓરે લો. ૩
હાંરે મારે દેવ ચતુર્વિધ આવે કોડા કોડજો,
ત્રિગડુ રે મણિહેમ રજતનું તે રચેરે લો;
હાંરે મારે ચોસઠ સુરપતિ સેવે હોડા હોડજો,
આગેરે રસ લાગે ઈંદ્રાણી નચેરે લો. ૪
હાંરે મારે મણિમય હેમ સિંહાસન બેઠા આપજો,
ઢાલેરે સુર ચામર મણિ રત્ને જડયાંરે લો,

હાંરે મારે સુણતાં દુંદુભિનાદ ટલે સવિ તાપજો,
વરસેરે સુર ફૂલ સરસ જાનું અડયાંરે લો. ૫
હાંરે મારે તાજે તેજે ગાજે ધન જેમ ઘુંમજો,
રાજેરે જીનરાજ સમાજે ધર્મનેરેલો;
હાંરે મારે નિરખી હરખી આવે જન મન ઘુંમજો,
પોષેરે રસ ન પડે ધોષે ભર્મમાંરે લો. ૬
હાંરે મારે આગમ જાણી જીનનોશ્રેણીક રાયજો,
આવ્યો રે પરિવરિયો હય ગય રથ પાયગેરે લો;
હાંરે મારે દઈ પ્રદક્ષિણા વંદી બેઠો ઠાયજો,
સુણવારે જીનવાણી મોટે ભાયગેરે લો. ૭
હાંરે મારે ત્રિભુવન નાયક લાયક તવ ભગવંતજો,
આણીરે જન કરૂણા ધર્મ કથા કહેરે લો;
હાંરે મારે સહજ વિરોધ વિસારી જગના જંતજો,
સુણવારે જિનવાણી મનમાં ગહગહેરે લો. ૮

## ઢાળ બીજી.

( વાલિમ વહેલારે આવજો. એ દેશી. )

વીર જીનવર એમ ઉપદીશે, સાંભળો ચતુર સુજાણરે;
મોહની નિંદમાં કાં પડો ઓળખો ધર્મનાં ઠાણરે;
વિરતિએ સુમતિ ધરી આદરો; એ આંકણી ૧
પરિહરો વિષય કષાયરે, બાપડા પંચ પરમાદથી;
કાં પડો કુગતિમાં ધાયરે વિ૦ ૨
કરી શકો ધર્મ કરણી સદા તો કરો એ ઉપદેશરે;
સર્વ કાલે કરી નવી શકો, તો કરો પર્વ સુવિશેષરે; વિ૦ ૩
જુજુઆ પુર્વ ષટનાં કહ્યાં, ફલ ઘણાં આગમે જોયરે;

વચન અનુસારે આરાધતાં, સર્વથા સિદ્ધિ ફલ હોયરે. વિ૦ ૪
જીવને આયુ પરભવતણું, તિથી દિને બંધ હોય પ્રાયરે;
તેહ ભણિ એહ આરાધતાં, પ્રાણિઓ સદ્‌ગતિ જાયરે; વિ૦ ૫
તેહવે અષ્ટમી ફલ તીહાં, પૂછે ગૌતમ સ્વામરે;
ભવિક જીવ જાણવા કારણે, કહે વીર પ્રભુ તામરે. વિ૦ ૬
અષ્ટ મહા સિદ્ધિ હોય એહથી, સંપદા આઠની વૃદ્ધિરે;
બુદ્ધિના આઠ ગુણ સંપજે, એહથી આઠ ગુણ સમૃદ્ધિરે. વિ૦ ૭
લાભ હોય આઠ પડિહારનો, અઠ પવયણ ફલ હોયરે;
નાશ આઠ કર્મનો મૂલથી, અષ્ટમીનું ફલ જોયરે. વિ૦ ૮
આદિ જીન જન્મ દીક્ષા તણો' અજિતનો જન્મ કલ્યાણરે;
ચ્યવન સંભવ તણો એહ તિથે, અભિનંદન નિર્વાણરે. વિ૦ ૯
સુમતિ સુવ્રત નમી જનમીયા, નેમનો મુક્તિ દિન જાણરે;
પાસજીન એહ તિથે સિદ્ધલા, સાતમા જીન ચ્યવન માનરે; વિ૦ ૧૦
એહ તિથી સાધતો રાજીયો; દંડ વિરજ લહ્યો મુક્તિરે;
કર્મ હણવા ભણી અષ્ટમી, કહે સૂત્ર નિર્યુક્તિરે; વિ૦ ૧૧
અતિત અનાગત કાલના, જીનતણા કેઇ કલ્યાણરે;
એહ તીથે વળી ઘણા સંયમી, પામશે પદ નિર્વાણરે, વિ૦ ૧૨
ધર્મવાસિત પશુ પંખીયા, એહ તિથે કરે ઉપવાસરે;
વ્રતધારી જીવ પોસો કરે, જેહને ધર્મ અભ્યાસરે; વિ૦ ૧૩
ભાખીયો વીરે આઠમતણો, ભવિકહિત એહ અધિકારરે;
જીન મુખે ઉચરે પ્રાણીયા, પામશે ભવતણો પારરે; વિ૦ ૧૪
એહથી સંપદા સવિ લહે, ટળે કષ્ટની કોડરે,
સેવજો શિષ્ય બુધ પ્રેમનો, કહે કાંતિ કરજોડરે; વિ૦ ૧૫

**કળસ.**

એમ ત્રિજગ ભાસણ અચળ સાસન વર્દ્ધમાન જિનેશ્વરૂ.

શ્રી પ્રેમ ગુરૂ સુપસાય પામી સંથુણ્યો અલવેસર;
જીનગુણ પ્રસંગે ભણ્યો રંગે સ્તવન એ આઠમતણો,
જે ભવિક ભાવે સુણે ગાવે કાંતિ સુખ પાવે ઘણો, ૧

## अथ श्री एकादशीनुं स्तवन.

જગપતિ નાયક નેમિ જિણંદ દ્વારિકા નગરી સમોસર્યા;
જગપતિ વંદવા કૃષ્ણ નરિંદ, જાદવ કોડશું પરિવર્યા, ૧
જગપતિ ધીગુણ ફુલ અમૂલ, ભક્તિ ગુણે માલા રચી;
જગપતિ પૂછી પૂછે કૃષ્ણ, ક્ષાયિક સમકિત શિવ રૂચી. ૨
જગપતિ ચારિત્ર ધર્મે અશક્ત, રક્ત આરંભ પરિગ્રહે;
જગપતિ મુજ આતમ ઉદ્ધાર, કારણ તુમ વિણ કોણ કહે. ૩
જગપતિ તુમ સરીખો મુજનાથ, માથે ગાજે ગુણ નિલો;
જગપતિ કોઇ ઉપાય બતાવ, જેમ કરે શિવ વધૂ કંતલો. ૪
નરપતિ ઉજ્જવલ માગશિર માસ, આરાધો એકાદશી;
નરપતિ એકસોને પચાસ, કલ્યાણક તિથી ઉલ્લસી. ૫
નરપતિ દશ ક્ષેત્રે ત્રણ કાલ, ચોવીસ ત્રીશે મલી;
નરપતિ નેવું જીનનાં કલ્યાણ, વિવરી કહું આગળ વલી' ૬
નરપતિ અર દીક્ષા નમિનાણ, મલ્લી જન્મ વ્રત કેવલી;
નરપતિ વર્તમાન ચોવીશી માંહે કલ્યાણ કલ્યાં વલી. ૭
નરપતિ મૌન પણે ઉપવાસ, દોઢસો જપ માલા ગણો;
નરપતિ મન વચ કાય પવિત્ર, ચરિત્ર સુણો સુવ્રત તણો. ૮
નરપતિ દક્ષિણ ધાતકી ખંડ, પશ્ચિમ દિશી ઇક્ષુકારથી;
નરપતિ વિજય પાટણ અભિધાન, સાચો નૃપ પ્રજા પાલથી. ૯
નરપતિ નારી ચન્દ્રાવતી તાસ, ચંદ્રમુખી ગજગામિની;
નરપતિ શ્રેષ્ઠી શુર વિખ્યાત, શીયલ સલીલા કામિની, ૧૦

નરપતિ પુત્રાદિક પરિવાર, સાર ભૂષણ ચીવર ધરી;
નરપતિ જાએ નિત્ય જીન ગેહ, નમન સ્તવન પૂજા કરે. ૧૧
નરપતિ પોષે પાત્ર સુપાત્ર, સામાયિક પોષધ વરે;
નરપતિ દેવ વંદન આવસ્યક, કાલ વેલાયે અનુસરે. ૧૨

## ઢાળ બીજી.

એકદિન પ્રણમી પાય, સુવ્રત સાધુ તણીરી;
વિનયે વિનવે શેઠ, મુનીવર કરી કરૂણારી. ૧
દાખો મુજ દિન એક, થોડો પુણ્ય કીયોરી;
વાધે જેમ વટ બીજ, શુભ અનુબંધી થયોરી. ૨
મુનિ ભસે મહા ભાગ્ય, પાવન પર્વ ઘણીરી;
એકાદશી સુવિશેષ, તેહમાં સુણ સુમનારી. ૩
સિત એકાદશી સેવ, માસ અગ્યાર લગેરી;
અથવા વરસ ઇગ્યાર, ઉજવી તપ શુવગેરી. ૪
સાંભળી સદ્ગુરૂ વેણ; આનંદ અતિ ઉલ્લસ્યોરી.
તપ સેવી ઉજાવ્ય, આરણ સ્વર્ગે વસ્યોરી. ૫
એકવીશ સાગર આય, પાલી પુણ્ય વસેરી;
સાંભલ કેશવરાય, આગળ જેહ થશેરી. ૬
સોરીપુરમાં શેઠ, સમૃદ્ધદત્ત વડોરી;
પ્રાતિમતિ પ્રીયા તાસ, પુણ્યે જોગ જડયોરી. ૭
તસ કુખે અવતાર, સૂચિત શુભ સ્વપનેરી;
જનમ્યો પુત્ર પવિત્ર, ઉત્તમ ગ્રહ સકુનેરી. ૮
નાલ નિક્ષેપ નિધાન, ભૂમિથી પ્રગટ હવોરી;
ગર્ભદોહદ અનુભાવ સુવ્રત નામ ઠવ્યોરી. ૯
બુદ્ધિ ઉદ્યમ ગુરૂ જોગ, શાસ્ત્ર અનેક ભણ્યોરી;

યૌવન વય અગીઆર, રૂપવતી પરણેરી. ૧૦
જીન પૂજનં મુનિદાન સુવ્રત પચ્ચખ્ખાણુ ધરેરી;
અગીઆર કંચન કોડ, નાયક પુણ્ય ભરેરી;. ૧૧
ધર્મઘોષ અણુગાર તિથી અધિકાર કહેરી;
સાંભલી સુવ્રત શેઠ, જાતિ સ્મરણ લહેરી; ૧૨
જીન પ્રત્યય મુનિ શાખ ભકતે તપ ઉચરેરી;
એકાદશી દિન આઠ, પોહોરો પોસો ધરેરી. ૧૩

## ઢાળ ત્રીજી.

પત્ની સંયુતે પોસહ લીધો, સુવ્રત શેઠે અન્યદાજી;
અવસર જાણી તસ્કર આવ્યા, ઘરમાં ધન લુંટે તદાજી. ૧
સાશન ભકતે દેવી શકતે, થંભાણા તે બાપડાજી;
કોલાહલ સુણી કોટવાલ આવ્યો, ભૂપ આગળ ધર્યા રાંકડાજી. ૨
પોસહ પારી દેવ જુહારી, દયાવંત લેઇ ભેટણાંજી;
રાયને પ્રણમી ચોર મૂકાવી, શેઠે કીધાં પારણાંજી. ૩
અન્ય દિવસ વિશ્વાનલ લાગો, સોરીપુરમાં આકરોજી;
શેઠજી પોસહ સમરસ બેઠા, લોક કહે હઠ કાં કરોજી. ૪
પુણ્યે હાટ વખારો શેઠની ઉગરી સૌ પ્રશંસા કરેજી;
હરખે શેઠજી તપ ઉજમણું, પ્રેમદા સાથે આદરેજી. ૫
પુત્રને ઘરનો ભાર ભલાવી સંવેગી શિર સેહરોજી;
ચક્રમાણી વિજયશેખર સૂરિ, પાસે તપ વ્રત આદરેજી; ૬
એક ખટ માસી ચાર ચૌમાસી, દોસય છઠ્ઠ સો અઠ્ઠમ કરેજી;
બીજાં તપ પણ બહુ શ્રુતસુવ્રત, મૌન એકાદશી વ્રત ધરેજી, ૭
એક અધમસુર મિથ્યા દૃષ્ટિ, દેવતા સુવ્રત સાધુનેજી;
પૂર્વોપાર્જિત કર્મ ઉદેરી, અંગે વધારે વ્યાધિનેજી.

કર્મે નડીયો પાપે જડીયો, સુર કહે જાઓ ઔષધ ભણીજી;
સાધુ ન જાયે રોષ ભરાયે, પાહુ પ્રહારે હણ્યો મુનિજી. ૯
મુનિ મન વચન કાય ત્રિયોગે, ધ્યાન અનલ દહે કર્મનેજી;
કેવલ પામી જિનપદ રામી, સુવ્રત નેમ કહે શ્યામનેજી. ૧૦

## ઢાળ ચોથી.

કાન પયંપે નેમને એ, ધન્ય ધન્ય યાદવ વંશ;
જિહાં પ્રભુ અવતર્યાએ, મુજ મન માનસ હંસ.
જયો જીન નેમને એ. ૧
ધન્ય શિવાદેવી માવડીએ, સમુદ્ર વિજય ધન્ય તાત;
સુજાત જગત ગુરૂએ, રત્ન ત્રયી અવદાત. જયો૦ ૨
ચરણ વિરાધ્યાં ઉપન્યો એ, હું નવમો વાસુદેવ; જયો
તિણે મન નવિ ઉલ્લસે એ, ચરણ ધરમની સેવ; જયો૦ ૩
હાથી જેમ કાદવ ગલ્યો એ, જાણું ઉપાદેય હેય; જયો
તો પણ હું ન કરી શકું, દુષ્ટ કર્મનો ભેય. જયો૦ ૪
પણ સરણો બલિયા તણો એ, કીજે રીઝે કાજ; જયો
એહવાં વચનને સાંભલી એ, બાંહે ગ્રહ્યાની લાજ. જયો૦ ૫
નેમ કહે એકાદશી એ, સમકિત યુત્ત આરાધ; જયો૦
થાઇશ જીનવર બારમો એ, ભાવી ચોવીશીયે લદ્ધ. જયો૦ ૬

## કળશ.

ઇય નેમિ જીનવર નિત્ય પુરંદર રેવતાચલ મંડણો,
બાણ નવ મુનિ ચંદ વરસે રાજનગરે સંથુણ્યો;
સંવેગરંગ તરંગ જલનિધિ સત્યવિજય ગુરૂ અનુસરી,
કપુરવિજય કવિ ક્ષમાવિજય ગણી જીનવિજય જય સિરિવરી, ૧

# અથ શ્રી પુન્યપ્રકાશનું સ્તવન.

## દુહા.

સકળ સિદ્ધિ દાયક સદા, ચોવીસે જીનરાય;
સદ્ગુરૂ સામિની સરસતી, પ્રેમે પ્રણમું પાય. ૧
ત્રિભુવનપતી ત્રિસલા તણો, નંદન ગુણ ગંભીર;
શાસન નાયક જગજયો, વર્ધમાન વડવીર. ૨
એક દિન વીર જીણંદને, ચરણે કરી પ્રણામ;
ભવિક જીવના હિત ભણી, પૂછે ગૌતમ સ્વામ. ૩
મુક્તિ મારગ આરાધિએ, કહો કિણ પરે અરિહંત;
સુધા સરસ તત્ત્વ વચન રસ, ભાખે શ્રી ભગવંત. ૪
અતીચાર આળોઇએ, વ્રત ધરીએ ગુરૂ સાખ;
જીવ ખમાવો સયળ જે, યોનિ ચોરાશી લાખ. ૫
વિધિશું વળી વોસિરાવિએ, પાપસ્થાન અઢાર;
ચાર શરણ નિત્ય અનુસરો, નિંદો દુરિત આચાર. ૬
શુભ કરણી અનુમોદિએ, ભાવ ભલો મન આણી;
અણસણ અવસર આદરી, નવ પદ જપો સુજાણ. ૭
શુભ ગતિ આરાધન તણા, એ છે દશ અધિકાર;
ચિત્ત આણિને આદરો, જેમ પામો ભવપાર. ૮

---

## ઢાળ પેહેલી.

( એ છીંડી કીહાં રાખી. એ દેશી. )

જ્ઞાન દરિસણ ચરિત્ર તપ વિરજ, એ પાંચે આચાર;
એહ તણા એહ ભવ પરભવના, આળોઇએ અતિચારરે.
પ્રાણી જ્ઞાન ભણો ગુણખાણી, વીર વદે એમ વાણીરે. પ્રા૦ ૧

ગુરૂ ઓળવીએ નહી ગુરૂ વિનંઇ, કાળે ધરી બહુ માન;
સૂત્ર અર્થ તદુભય કરી સુધાં, ભણીએ વહી ઉપધાનરે. પ્રા૦ જ્ઞા૦ ૨
જ્ઞાનોપગરણ પાટી પોથી, ઠવણી નોકારવાલી;
તેહ તણી કીધી આશાતના, જ્ઞાન ભક્તિ ન સંભાળીરે. પ્રા૦ જ્ઞા૦ ૩
ઇત્યાદિક વિપરીતપણાથી, જ્ઞાન વિરાધ્યું જેહ;
આ ભવ પરભવ વળી ભવોભવ, મિચ્છામિ દુક્કડં તેહરે. પ્રા૦ જ્ઞા૦ ૪
જીન વચને શંકા નવિ કીજે, નવિ પરમત અભિલાખ;
સાધુતણી નિંદા પરિહરજો, ફળ સંદેહ મ રાખ. પ્રા૦ સ૦ ૫
મૂઢપણું છંડો પરશંસા, ગુણવંતને આદરિએ;
સામીને ધરમે કરી થીરતા, ભક્તિ પ્રભાવના કરીએરે. પ્રા૦ સ૦ ૬
સંઘ ચૈત્ય પ્રાસાદતણો જે, અવર્ણવાદ મન લેખ્યો;
દ્રવ્ય દેવકો જે વણસાડયો, વિણસંતાં ઉવેખ્યો રે. પ્રા૦ સ૦ ૭
ઇત્યાદીક વીપરીતપણાથી, સમકિત ખંડયું જેહ;
આ ભવ પરભવ વળી ભવોભવે, મિચ્છામી દુક્કડં તેહરે. પ્રા૦
પ્રાણી ચારિત્ર લ્યો ચિત્ત આણી, વિર વદે એમ વાણીરે; પ્રા૦ ચા૦
પાંચ સમિતી ત્રણ ગુપ્તિ વિરાધી, આઠે પ્રવચન માય;
સાધુતણે ધરમે પરમાદે, અશુદ્ધ વચન મન કાયરે; પ્રા૦ ચા૦ ૯
શ્રાવકને ધરમે સામાયિક, પોસહમાં મન વાલી;
જે જયણા પુર્વક જે આઠે, પ્રવચન માય ન પાલીરે. પ્રા૦ ચા૦ ૧૦
ઇત્યાદીક વિપરીતપણાથી, ચારિત્ર ડોલ્યું જેહ;
આ ભવ પરભવ વળી ભવોભવે, મિચ્છામી દુક્કડં તેહરે. પ્રા૦ ચા૦ ૧૧
બારે ભેદે તપ નવિ કીધું, છતે યોગે નિજ શકતે;
ધર્મે મન વચ કાયા વીરજ, નવિ ફોરવીઉં ભગતેરે. પ્રા૦ ચા૦ ૧૨
તપવિરજ આચારે એણીપરે વિવિધ વિરાધ્યા જેહ;

આ ભવ પરભવ વળી ભવોભવે, મિચ્છામિ દુક્કડં તેહરે. પ્રા૦ ચા૦ ૧૩
વળીય વિશેષે ચારિત્ર કેરા, અતિચાર આળોઇએ;
વીર જીણેસર વયંણ સુણીને, પાપ મયલ સવી ધોઇએરે પ્રા૦ ચા૦ ૧૪

---

## ઢાળ બીજી.

( પામી સુગુરૂ પસાય. એ દેશી )

પૃથ્વી પાણી તેઉ વાઉ વનસ્પતી, એ પાંચે થાવર કહ્યાંએ;
કરી કરસણ આરંભ ખેત્ર જે ખેડીયાં, કુવા તળાવ ખણાવીયાએ. ૧
ઘર આરંભ અનેક ટાંકાં ભુઇરાં, મેડી માળ ચણાવીઆએ;
લીંપણ ઘુંપણ કાજ એણીપરે પરેપરે, પૃથ્વીકાય વિરાધીયાએ. ૨
ધોયણ નાહણ પાણી ઝીલણ અપકાય, છોતિ ધોતિ કરી દુહવ્યાએ;
બાઠીગર કુંભાર લોહ સોવનગરા, ભાડભુંજા લીહાલાગરાએ; ૩
તાપણ શેકણ કાજ વસ્ત્ર નિખારણ, રંગણ રાંધણ રસવતિએ;
એણીપરે કર્માદાન પરે પરે કેલવી, તેઉ વાઉ વિરાધીયાએ. ૪
વાડી વન આરામ વાવી વનસ્પતિ, પાન ફુલ ફળ ચુંટીયાંએ;
પોંહોક પાપડી સાક શેકયાં સુકવ્યાં, છેદ્યાં છુંદ્યાં આથાયાંએ. ૫
અળશીને એરંડ ઘાણી ઘાલીને, ઘણા તિલાદિક પીલીયાએ;
ઘાલી કોલુ માંહી પીલી સેલડી, કંદ મૂળ ફળ વેચીયાંએ. ૬
એમ એકેંદ્રિય જીવ હણ્યા હણાવીયા, હણતાં જે અનુમોદિયાએ:
આ ભવ પરભવ જેહ વલી ભવોભવે, તે મુજ મિછામિ દુક્કડંએ. ૭
કૃમી સરમીયાં કીડા ગાડર ગંડોલા, એલ પુરા અલશીયાએ;
વાળા જળો ચુડેલ વિચલિત રસતણા, વળી અથાણાં પ્રમુખનાએ. ૮
એમ બેઇંદ્રિય જીવ જે મેં દુહવ્યા, તે મુજ મિછામિ દુક્કડંએ;
ઉદ્દેહી જુ લીખ માંકણ મંકોડા, ચાંચડ કીડી કુંથુઆએ ૯

ગદ્દહિઆં ધીમેલ કાનખજુરડા, ગીંગોડા ધનેરીઆંએ;
એમ તેઇંદ્રિય જીવ જે મેં દૂહવ્યા, તે મુજ મિચ્છામિ દુક્કડં એ; ૧૦
માખી મત્સર ડાંસ મસા પતંગીયા, કંસારી કોલિયાવડાએ;
ઢીંકણુ વિછુ તીડ ભમરા ભમરીઓ, કોતાંબગ ખડ માંકડીએ. ૧૧
એમ ચૌરિંદ્રિય જીવ જે મેં દુહવ્યા, તે મુજ મિચ્છામિ દુક્કડં એ;
જળમાં નાખી જાળ જળચર દુહવ્યા, વનમાં મૃગ સંતાપીયાએ. ૧૨
પીડ્યા પંખી જીવ પાડી પાસમાં, પોપટ ઘાલ્યા પાંજરેએ;
એમ પંચેંદ્રિય જીવ જે મેં દુહાવ્યા, તે મુજ મિચ્છામિ દુક્કડં એ. ૧૩

## ઢાળ ત્રીજી.

( વાણી વાણી હિતકારીજી. એ દેશી. )

ક્રોધ લોભ ભય હાસથીજી, બોલ્યાં વચન અસત્ય;
કુડ કરી ધન પારકાંજી, લીધાં જેહ અદત્તરે.
જીનજી મિચ્છામિદુક્કડં આજ, તુમ સાખે મહારાજરે;
જીનજી દેઇ સારૂં કાજરે, જીનજી મિચ્છામિદુક્કડં આજ.
દેવ મનુષ્ય ત્રિર્યંચનાંજી, મૈથુન સેવ્યાં જેહ;
વિષયા રસ લંપટ પણેજી, ઘણું વિટંબ્યો દેહરે. જીનજી૦ ૨
પરિગ્રહની મમતા કરીજી; ભવ ભવ મેલી આથ;
જેહ જીહાંની તે તીહાં રહીજી, કોઇ ન આવી સાથરે. જીનજી૦ ૩
રયણી ભોજન જે કર્યાંજી, કીધાં ભક્ષ અભક્ષ;
રસના રસની લાલચેજી, પાપ કર્યા પ્રત્યક્ષરે. જીનજી૦ ૪
વ્રત લેઈ વિસારીયાંજી, વળી ભાગ્યાં પચ્ચખ્ખાણ;
કપટ હેતુ કીરીયા કરીજી, કીધાં આપ વખાણરે. જીનજી૦ ૫
ત્રણ ઢાલ આઠે દુહેજી, આલોયા અતિચાર;
શિવગતિ આરાધન તણોજી, એ પેહેલો અધિકારરે. જીનજી૦ ૬

## ઢાળ ચોથી.

(સાહેલડીની દેશી.)

પંચ મહાવ્રત આદરો, સાહેલડીરે, અથવા લ્યો વ્રતબારતો;
યથાશક્તિ વ્રત આદરી, સા૦ પાળો નિરતિચારતો. ૧
વ્રત લીધાં સંભારીએ, સા૦ હૈડે ધરીય વિચારતો;
શિવગતિ આરાધન તણો, સા૦ એ બીજો અધિકારતો; ૨
જીવ સર્વે ખમાવીએ, સા૦ યોનિ ચોરાશી લાખતો;
મન શુદ્ધે કરી ખામણાં, સા૦ કોઇશું રોષ ન રાખતો; ૩
સર્વે મિત્ર કરી ચિંતવો, સા૦ કોઇ ન જાણો શત્રુતો;
રાગ દ્વેષ એમ પરિહરી, સા૦ કીજે જન્મ પવિત્રતો, ૪
સામી સંઘ ખમાવીએ, સા૦ જે ઉપની અપ્રીતિતો;
સજ્જન કુટુંબ કરી ખામણાં, સા૦ એ જીન શાસન રીતિતો ૫
ખમીએ અને ખમાવીએ, સા૦ એહજ ધર્મનો સારતો;
શિવગતિ આરાધનતણો, સા૦ એ ત્રીજો અધિકારતો. ૬
મૃષાવાદ હિંસા ચોરી સા૦ ધન મુર્છા મૈથુનતો;
ક્રોધ માન માયા તૃષ્ણા, સા૦ પ્રેમ દ્વેષ પૈશુન્ય તો. ૭
નિંદા કલહ ન કીજીએ, સા૦ કુડાં ન દીજે આળ તો;
રતિ અરતિ મિથ્યા તજો, સા૦ માયા મોહ જંજાળતો ૮
ત્રિવિધ ત્રિવિધ વોસરાવિએ, સા૦ પાપસ્થાન અઢારતો;
શિવગતિ આરાધનતણો, સા૦ એ ચોથો અધિકારતો. ૯

---

## ઢાળ પાંચમી.

( હવે નિસુણો ઇહાં આવીયા. એ દેશી )

જનમ જરા મરણે કરીએ, એ સંસાર અસારતો;

ક્યાં કર્મ સહુ અનુભવે એ, કોઇ ન રાખણ હારતો. ૧
શરણ એક અરિહંતનું એ, શરણ સિદ્ધ ભગવંતતો;
શરણ ધર્મ શ્રી જૈનનો એ, સાધુ શરણ ગુણવંતતો. ૨
અવર મોહ સવી પરિહરીએ, ચાર શરણ ચિત્ત ધારતો;
શીવગતિ આરાધન તણોએ, એ પાંચમો અધીકારતો. ૩
આ ભવ પર ભવ જે કર્યાંએ, પાપ કર્મ કેઇ લાખતો;
આત્મસાખે તે નિંદીએએ, પડિક્કમીએ ગુરૂ સાખતો, ૪
મિથ્યામતિ વર્તાવિયા એ, જે ભાખ્યાં ઉત્સૂત્રતો;
કુમતિ કદાગ્રહને વશે એ, વળી ઉથાપ્યાં સૂત્રતો. ૫
ઘડ્યાં ઘડાવ્યાં જે ઘણાંએ, ઘરંટી હળ હથીયારતો;
ભવ ભવ મેલી મુકીયાં એ, કરતાં જીવ સંહારતો. ૬
પાપ કરીને પોષિયાં એ, જનમ જનમ પરિવારતો;
જનમાંતર પોહોત્યા પછીએ, કોઇ ન કીધી સારતો. ૭
આ ભવ પર ભવ જે કર્યાંએ, એમ અધિકરણ અનેકતો;
ત્રિવિધે ત્રિવિધે વોસિરાવીએ, આણી હૃદય વિવેકતો. ૮
દુષ્કૃત નિંદા એમ કરીએ, પાપ કર્યાં પરિહારતો;
શીવગતિ આરાધન તણોએ, એ છઠ્ઠો અધિકારતો. ૯

## ઢાળ છઠી.

( આદિ તું જોઇને આપણી. એ દેશી )

ધનધન તે દિન માહરો, જીહાં કીધો ધર્મ;
દાન શીયળ તપ આદરી, ટાળ્યાં દુષ્કૃત કર્મ. ધન૦ ૧
શત્રુંજાદિક તીર્થની, જે કીધી જાત્રા;
જુગતે જીનવર પૂજીયા, વળી પોખ્યાં પાત્ર. ધન૦ ૨
પુસ્તક જ્ઞાન લખાવિયાં, જીણુહર જીન ચૈત્ય;

સંઘ ચતુર્વિધ સાચવ્યા, એ સાતે ખેત્ર. ધન૦ ૩
પડિક્કમણાં સુપરે કર્યા, અનુકંપા દાન;
સાધુ સૂરિ ઉવઝાયને, દીધાં બહુ માન. ધન૦ ૪
ધર્મ કાજ અનુમોદિએ, એમ વારોવાર;
શીવગતિ આરાધન તણો એ સાતમો અધિકાર ધન૦ ૫
ભાવ ભલો મન આણીએ, ચિત્ત આણી ઠામ;
સમતા ભાવે ભાવીએ, એ આતમરામ. ધન૦ ૬
સુખ દુઃખ કારણ જીવને, કોઇ અવર ન હોય;
કર્મ આપ જે આચર્યાં, ભોગવીએ સોય. ધન૦ ૭
સમતા વિણ જે અનુસરે, પ્રાણી પુન્ય કામ;
છારિ ઉપર તે લીંપણું, ઝાંખર ચિત્રામ; ધન૦ ૮
ભાવ ભલીપરે ભાવીએ, એ ધર્મનો સાર;
શીવગતિ આરાધન તણો, એ આઠમો અધિકાર. ધન૦ ૯

## ઢાળ સાતમી.

( રેવતગિરિ ઉપરે. એ દેશી. )

હવે અવસર જાણી, કરીય સંલેખણ સાર,
અણસણ આદરિએ, પચ્ચખ્ખી ચારે આહાર;
લલુતા સવિ મુકી, છાંડી મમતા અંગ,
એ આતમ ખેલે, સમતા જ્ઞાન તરંગ. ૧
ગતિચારે કીધા, અહાર અનંત નિઃશક,
પણ તૃપ્તિ ન પામ્યો, જીવ લાલચીઓ રંક
દુલહો એ વળી વળી, અણસણનો પરિણામ,
એથી પામી જે, શિવપદ સુરપદ ઠામ. ૨
ધન ધના શાલિભદ્ર, ખંધો મેઘકુમાર,

અણુસણ આરાધી, પામ્યા ભવનો પાર;
શિવમંદિર જાશે કરી એક અવતાર,
આરાધન કેરો, એ નવમો અધિકાર. ૩
દશમે અધિકારે, મહામંત્ર નવકાર,
મનથી નવિ મુકો, શિવ સુખ ફલ સહકાર;
એ જપતાં જાએ, દુર્ગતિ દોષ વિકાર;
સુપરે એ સમરો, ચૌદ પુરવનો સાર. ૪
જન્માંતરે જાતાં જો પામે નવકાર,
તો પાતક ગાળી પામે સુર અવતાર;
એ નવ પદ સરિખો મંત્ર ન કોઇ સંસાર,
ઇહ ભવને પરભવે સુખ સંપતિ દાતાર. ૫
જુઓ ભીલ ભીલડી રાજા રાણી થાય,
નવ પદ મહિમાથી રાજસિંહ મહારાય;
રાણી રતનવતી બેહુ પામ્યા છે સુરભોગ,
એક ભવ પછી લેશે શિવ વધુ સંજોગ. ૬
શ્રીમતીને એ વળી મંત્ર ફલ્યો તતકાલ,
ફણીધર ફીટીને, પ્રગટ થઇ ફુલમાળ;
શિવકુમરે જોગી, સોવનપુરીસો કીધ,
એમ એણે મંત્રે કાજ ઘણાનાં સિદ્ધ; ૭
એ દશ અધિકારે, વીર જીણેસર ભાખ્યો,
આરાધન કેરો વિધિ જેણે ચિત્તમાંહી રાખ્યો;
તેણે પાપ પખાળી, ભવ ભય દુરે નાખ્યો,
જીન વિનય કરંતાં સુમતિ અમૃતરસ ચાખ્યો. ૮

(નમો ભવિ ભાવશું એ. એ દેશી)

---

## ઢાળ આઠમી.

સીદ્ધારથ રાય કુળતિલોએ, ત્રિસલા માત્ત મલ્હારતો;
અવનિતલે તમે અવતર્યોએ, કરવા અમ ઉપકારતો. જયો જીનવિરજીએ૦ ૧
મેં અપરાધ કર્યા ઘણા એ, કહેતાં ન લહું પારતો;
તુમ ચરણે આવ્યા ભણી એ, જો તારેતો તારતો. જયો૦ ૨
આશ કરીને આવીયો એ, તુમ ચરણે મહારાજ તો;
આવ્યાને ઉવેખશો એ, તો કેમ રહેશે લાજતો. જયો૦ ૩
કર્મ અલુજણ આકરો એ, જનમ મરણ જંજાળતો;
હું છું એહથી ઉભગો એ, છોડવા દેવ દયાલતો. જયો૦ ૪
આજ મનોરથ મુજ ફલ્યા એ, નાઠા દુઃખ દંદોલતો;
તુઠો જીન ચોવીસમો એ, પ્રગટયાં, પુન્ય કલ્લોલતો. જયો૦ ૫
ભવ ભવ વિનય તુમારડો એ, ભાવ ભક્તિ તુમ પાયતો;
દેવ દયા કરી દીજીએ એ, બોધ બીજ સુપસાયતો. જયો૦ ૬

## કળશ.

એહ તરણ તારણ સુગતિ કારણ, દુઃખ નિવારણ જગ જયો;
શ્રી વીર જીનવર ચરણ થુણતાં, અધિક મન ઉલટ થયો. ૧
શ્રી વિજયદેવ સુરીંદ પટધર, તિરથ જંગમ એણી જગે;
તપગચ્છપતિ શ્રી વિજયપ્રભ સુર સુરિ તેજે ઝગમગે. ૨
શ્રી હીરવિજય સૂરી શિષ્ય વાચક, કીર્ત્તિવિજય સુરગુરૂ સમો;
તસ શિષ્ય વાચક વિનયવિજયે, થુણ્યો જીન ચોવિશમો. ૩
સય સતર સંવત ઓગણત્રીશે, રહી રાંદેર ચોમાસએ;
વિજય દશમી વિજય કારણ, કિયો ગુણ અભ્યાસ એ. ૪
નર ભવ આરાધન સિદ્ધિ સાધન, સુકૃત લીલ વિલાસએ;
નિર્જરા હેતે સ્તવન રચિયું, નામે પુન્ય પ્રકાશ એ. ૫

## અથ શ્રી બીજનું સ્તવન.

( કૃતમલ પ્રાણીડાને જાય. એ દેશી: )

પ્રણમી શારદ માય, સાશન વીર સુહંકરૂજી;
બીજ તિથી ગુણ ગેહ, આદરો ભવિયણ સુંદરૂજી. ૧
એહ દીન પંચ કલ્યાણ, વિસ્તરીને કહું તે સુણોજી;
મહા સુદી બીજે જાણ, જન્મ અભિનંદન તણોજી. ૨
શ્રાવણ સુદીની હો બીજ, સુમતિ ચવ્યા સુરલોકથીજી;
તારણ ભવોદધી તેહ, તસ પદ સેવે સુર થોકથીજી. ૩
સમેતશીખર શુભ ઠાણ, દશમા શીતલ જીન ગણુંજી;
ચૈત્ર વદીની હો બીજ, વર્યા મુક્તિ તસ સુખ ઘણુંજી. ૪
ફાલ્ગુન માસની બીજ, ઉત્તમ ઉજ્વલ માસનીજી;
અરનાથ તસ ચ્યવન, કર્મ ક્ષયે તવ પાસનીજી. ૫
ઉત્તમ માઘજ માસ, શુદિ બીજે વાસુપૂજ્યનોજી;
એહીજ દીન કેવળ નાણ, શરણ કરો જીનરાજનોજી. ૬
કરણી રૂપ કરો ખેત, સમકિત રૂપ રોપો તીહાંજી;
ખાતર કીયા હો જાણ, ખેડ સમતા કરી જીહાંજી. ૭
ઉપશમ તદ્રુપ નીર, સમકિત છોડ પ્રગટ હોવેજી;
સંતોષ કરી અહોવાડ, પચ્ચખ્ખાણ વ્રત ચોકી સોહેજી. ૮
નાસે કર્મ રીપુ ચોર, સમકિત વૃક્ષ ફલ્યો તીહાંજી;
માંજર અનુભવ રૂપ, ઉતરે ચારિત્ર ફલ જીહાંજી. ૯
શાંતિ સુધારસ વારી, પાન કરી સુખ લીજીએજી;
તંબોલ સમ લ્યો સ્વાદ, જીવને સંતોષ રસ કીજીએજી. ૧૦
બીજ કરો બાવીસ માસ, ઉત્કૃષ્ટિ બાવીસ માસનીજી;
ચોવીહાર ઉપવાસ, પાલીગે શીયલ વસુધાસનીજી. ૧૧
આવસ્યક દોય વાર, પડિલેહણ દોય કીજીએજી;

દેવવંદન ત્રણ કાલ, મન વચ કાયાયે કીજીએજી. ૧૨
ઉજમણું શુભ ચિત્ત, કરી ધરીયે સંયોગથીજી;
જીનવાણી રસ એમ, પીજીએ શ્રુત ઉપયોગથીજી. ૧૩
એણીવિધ કરીયે હો બીજ, રાગને દ્વેષ દૂરે કરીજી;
કેવલ પદ લહી તાસ, વરે મુક્તિ ઉલટ ધરીજી.
જીન પૂજા ગુરૂ ભક્તિ, વિનય કરી સેવો સદાજી;
પદ્મવિજયનો શિષ્ય, ભક્તિ પામે સુખ સંપદાજી. ૧૫

---

# अथ श्री छंदो.

## अथ श्रीसंखेश्वर पार्श्वजिन छंद.

સેવો પાસ શંખેશ્વરો મન શુદ્ધે. નમો નાથ નિશ્ચે કરી એક બુદ્ધે;
દેવી દેવલાં અન્યને શું નમોછો, અહોભવ્ય લોકો ભુલા કયાં ભમોછો. ૧
ત્રીલોકનાં નાથને શું તજોછો, પડયા પાસમાં ભુતડાને ભજોછો;
સુર ધેનું છંડી અજા શું અજોછો, મહા પંથ મુકી કુપંથે વ્રજોછો. ૨
તજે કોણ ચિંતામણી કાચ માટે, ગ્રહે કોણ રાસભને હસ્તી સાટે,
સુરદ્રુમ ઉપાડી આક કુણ વાવે, મહા મૂઢ તે આકુળ અંત પાવે. ૩
કીહાં કાંકરોને કીહાં મેરૂ શૃંગં, કીહાં કેસરીને કીહાં તે કુરંગં;
કીહાં વિશ્વનાથં કીહાં અન્ય દેવા, કરો એક ચિત્તે પ્રભુ પાસ સેવા. ૪
પૂજો દેવી પ્રભાવતી પ્રાણનાથં, સહુ જીવને જે કરેછે સનાથં;
મહા તત્વ જાણી સદા જેહ ધ્યાવે, તેનાં દુઃખ દારિદ્ર દુરે પળાવે; ૫
પામી માનુષ્યોને વૃથા કાં ગમોછો, કુશીલે કરી દેહને કાં દમોછો;
નહી મુક્તિ વાસં વિના વિતરાગં, ભજો ભગવંતં તજો દૃષ્ટિ રાગં. ૬
ઉદય રત્ન ભાખે સદા હેત આણી, દયા ભાવ કીજે પ્રભુ દાસ જાણી;
આજ મારે મોતીડે મેહ વુઠયા, પ્રભુ પાસ સંખેશ્વરો આપ વુઠયા. ૮

## અથ શ્રી વિતરાગાષ્ટક છંદ.

શિવં શુદ્ધ બુદ્ધં પરં વિશ્વનાથં, ન દેવો ન બંધુર્ન કર્મ ન કર્તા;
ન અંગં ન સંગં ન ચેચ્છા ન કાંમં, ચિદાનંદ રૂપં નમો વિતરાગં. ૧
ન બંધો ન મોક્ષો ન રાગાદિ લોહં, ન યોગં ન ભોગં ન વ્યાધિર્ન શોકં;
ન ક્રોધં ન માનં ન માયા ન લોભં, ચિ૦ ૨
ન હસ્તો ન પાદો ન ઘ્રાણું ન જિહ્વા, ન ચક્ષુર્ન કર્ણું ન વક્ત્રં ન નિંદ્રા;
ન સ્વામી ન ભૃત્યં ન દેવો ન મર્ત્યં. ચિ૦ ૩
ન જન્મં ન મૃત્યુર્ન મોહં ન ચિંતા, નક્ષુદ્રો ન ભીતો ન કૃશ્યં ન તુંદ્રા;
ન સ્વેદં ન ખેદં ન વર્ણું ન મુદ્રા. ચિ૦ ૪.
ત્રિદંડે ત્રિખંડે હરે વિશ્વ નાથં, હૃષિકેસ વિધ્વસ્ત કર્માંરિ જાલં;
ન પુણ્યં ન પાપં ન ચાક્ષાદિ પ્રાણું, ચિ૦ ૫
ન બાલો ન વૃદ્ધો ન તુચ્છો ન મૂઢો, ન ખેદં ન ભેદં ન મૂર્ત્તિર્ન મેહા;
ન કૃષ્ણું ન શુક્લં ન મોહં ન તંદ્રા. ચિ૦ ૬
ન આદ્યં ન મધ્યં ન અંતં ન માન્યા, ન દ્રવ્યં ન ક્ષેત્રં ન દ્રષ્ટો ન ભાવા;
ન ગુર્વો ન શીષ્યો ન હીનં ન દીનં. ચિ૦ ૭
ઇદં જ્ઞાન રૂપં સ્વયં તત્વ વેદી, ન પૂર્ણું ન શુન્યં ન ચૈત્ય સ્વરૂપી;
ન અન્યોઽન્ય ભિન્ન ન પરમાર્થ ભેદં. ચિ૦ ૮

---

# અથ શ્રી સ્તુતિયો.

## અથ શ્રી સિદ્ધાચળની સ્તુતિ.

શ્રી શેત્રુંજો તીરથ સાર, ગીરીવર માંહે જેમ મેરૂ ઉદાર,
ઠાકોર રાગા પાર, ॥ મંત્ર માંહે નવકારજ જાણું;
તારા માંહે જેમ ચંદ્ર વખાણું, જળધર જળ માંહે જાણું.

પંખી માંહે જેમ ઉત્તમ હંસ, કુળ માંહે જેમ રીખવનો વંશ,
નાભી તણો એ અંસ, ॥ ક્ષમાવંત માંહે શ્રી અરિહંત,
તપશૂરા માંહે મહા મુનીવંત,શેત્રુંજે ગયા ગુણવંત. ૧

૨

પુંડરગીરી મહીમા, આગમમાં પરિસદ્ધ,
વિમલાચળ ભેટી, લહીએ અવિચળ રિદ્ધ,
પંચમ ગતિ પોહોંચ્યા, મુનિવર કોડા કોડ,
એણે તીરથે આવી, કર્મ વિપાતક છોડ. ૧

## શ્રી સીમંધરસ્વામીની સ્તુતિ.

સીમંધર જીનવર, સુખકર સાહેબ દેવ,
અરિહંત સકળની, ભાવ ધરી કરૂં શેવ;
સકળઆગમ પારક, ગણધર ભાખિત વાણી,
જયવંતી આણા, જ્ઞાન વિમળ ગુણખાણી. ૧

## શ્રી પાર્શ્વનાથની સ્તુતિ.

પ સજીણંદ વામાનંદા, જબ ગરભે ફળી,
સુપના દેખે અર્થ વિશેખે, કહે મધવા મળી;
જીનવર જાયા સુર ફુલરાયાં, હુઆ રમણી પ્રિયે,
નેમિ રાજી ચિત્ત વિરાજી, વિલેકિત વ્રત લીએ ૧

## અથ શ્રી સંખેશ્વર પાર્શ્વજિન સ્તુતિ.

સંખેશ્વર પાસજી પૂજીએ, નરભવનો લાહો લીજીએ;
મન વંછિત પુરણ સુરતરૂ, જય વામાસુત અલવેસરૂ. ૧
દેય રાતા જીનવર અતિ ભલા, દોય ધોળા જીનવર ગુણ નીલા;
દેય લીલા દેય સામલ કલા, સોળે જીન કંચન વર્ણ લલા. ૨
આગમ તે જીનવરે ભાખિયો, ગણધર તે હઇડે રાખિયો;

તેહનો રસ જેણે ચાખિયો, તે હુવો શિવ સુખ સાખિયો, ૩
ધરણીધર રાય પદ્માવતી, પ્રભુ પાર્શ્વતણા ગુણ ગાવતી;
સહુ સંઘનાં સંકટ ચુરતી, નયવિમલનાં પંછીત પૂરતી. ૪

## અથ શ્રી પજૂષણની સ્તુતિ.

સત્તરભેદી જીન પૂજા રચીને, સ્નાત્ર મહોચ્છવ કીજેજી;
ઢોલ દદામા ભેરી ન ફેરી, ઝલ્લરી નાદ સુણીજેજી;
વિરજીન આગળ ભાવના ભાવી, માનવ ભવ ફળ લીજેજી;
પરવ પજુસણ પૂરવ પુન્યે આવ્યાં એમ જાણીજેજી. ૧
માસ પાસ વળી દસમ દુવાલસ, ચત્તારી અઠ કીજેજી,
ઉપર વળી દસ દોય કરીને, જીન ચોવીસે પુજીજેજી;
વડા કલ્પનો છઠ કરીને, વીર ચરિત્ર સુણીજેજી,
પડવેને દીન જન્મ મહોચ્છવ, ધવળ મંગળ વરતીજેજી. ૨
આઠ દીવસ લગે અમર પળાવી, અઠ્ઠમનો તપ કીજેજી,
નાગકેતુની પરે કેવળ લહીયે, જો શુભ ભાવે રહીએજી;
તેલાધર દીન ત્રણ કલ્યાણક, ગણધર વાદ વદીજેજી,
પાસ નેમીસર અંતર ત્રીજે, રીખભ ચરિત્ર સુણીજેજી. ૩
બારસેં સુત્ર ને સમાચારી, સંવચ્છરી પડીકમીએજી,
ચૈત્ર પ્રવાડી વીધિસ્યું કીજે, સકળ જંતુને ખામીએજી;
પારણાને દીન સ્વામીવચ્છળ, કીજે અધિક વડાઈજી,
માન વિજય કહે સકળ મનોરથ, પૂરે દેવી સિદ્ધાઈજી. ૪

## અથ શ્રી સિદ્ધચક્રજીની સ્તુતિ.

અરિહંત નમો વળી સિદ્ધ નમો, આચારજ વાચક સાહુ નમો;
દર્શન જ્ઞાન ચારિત્ર નમો, તપ એ સિદ્ધચક્ર સદા પ્રણમો. ૧
અરિહંત અનંત થયા થાશે, વળી ભાવ નિક્ષેપે ગુણ ગાશે;

પડિક્કમણાં દેવવંદન વિધિશું, આંબિલ તપ ગણણું ગણો વિધિશું. ૨
છરિ પાળીજે તપ કરશે, શ્રીપાલતણી પેરે ભવ તરશે;
સિદ્ધચક્રને કુણ આવે તોલે, એહવા જીન આગમ ગુણ બોલે. ૩
સાઢાચારે વરસે તપ પૂરો, કર્મ વિદારણ તપ શૂરો;
સિદ્ધચક્રને મન મંદિર થાપો, નય વિમલેસર વર આપો. ૪

## अथ श्री बीजनी स्तुति.

દિન સકળ મનોહર બીજ દીવસ સુવિશેષ,
રાયરાણા પ્રણમે, ચંદ્ર તણી જીહાં રેખ;
તિહાં ચંદ્ર વિમાને, શાશ્વતા જીનવર જેહ,
હું બીજ તણે દિન, પ્રણમું આણી નેહ. ૧
અભિનંદન ચંદન શીતળ શીતલનાથ,
અરનાથ સુમતિજીન, વાસુપૂજ્ય શિવ સાથ;
ઇત્યાદિક જીનવર, જન્મ જ્ઞાન નિર્વાણ,
હું બીજ તણે દિન, પ્રણમું તે સુવિહાણ. ૨
પરકાસ્યો બીજે, દુવિધ ધરમ ભગવંત,
જેમ વિમલ કમલ હોય, વિપુલ નયન વિકસંત;
આગમ અતિ અનુપમ, જિહાં નિશ્ચય વ્યવહાર,
બીજે સવિ કીજે, પાતકનો પરિહાર. ૩
ગજ ગામીની કામિની કમળ સુકોમળ ચીર,
ચક્કેસરી કેસરી, સરસ સુગંધ શરીર;
કરજોડી બીજે, હું પ્રણમું તસ પાય,
એમ લબ્ધિવિજય કહે, પૂરો મનોરથ માય. ૪

## अथ श्री पांचमनी स्तुति.

શ્રાવણ શુદિ દીન પંચમીએ, જન્મ્યા નેમ જિણંદતો,

સ્યામવરણ તનુ શોભતું એ, મુખ શારદકો ચંદતો;
સહસ વરસ પ્રભુ આઉખુંએ, બ્રહ્મચારી ભગવંતતો;
અષ્ટ કરમ હેલે હણીએ, પોહોત્યા મુક્તિ મહંતતો. ૧
અષ્ટાપદ આદિજીન એ, પોહોત્યા મુક્તિ મોઝારતો,
વાસુપૂજ્ય ચંપાપુરીએ, નેમ મુક્તિ ગીરનારતો;
પાવાપુરી નગરીમાં વલીએ, શ્રી વીરજીનું નીરવાણુતો,
સમેતશીખર વીશ સિદ્ધ હુઆએ, શિવવહુ લેહની આણુતો. ૨
નેમનાથ જ્ઞાની હુવાએ, ભાખે સાર વચનતો,
જીવદયા ગુણ વેલડીએ, કીજે તાસ જતનતો;
મૃષા ન બોલો માનવીએ, ચોરી ચિત્ત નિવારતો,
અનંત તીર્થંકર એમ કહેએ, પરહરિએ પરનારતો. ૩
ગોમેદ નામે જક્ષ ભલોએ, દેવી શ્રી અંબિકા નામતો,
સાશન સાનિધ્ય જે કરેએ, કરે વલી ધર્મનાં કામતો;
તપગચ્છ નાયક ગુણ નિલોએ, શ્રી વિજયસેનસૂરિ રાયતો,
રિખભદાસ પાય સેવતાંએ, સફળ કરો અવતારતો. ૪

## अथ श्री अष्टमीनी स्तुति.

મંગલ આઠ કરી જસ આગળ, ભાવ ધરી સુરરાજજી,
આઠ જાતના કળશ ભરીને, ન્હવરાવે જીનરાજજી;
વીર જીનેશ્વર જન્મ મહોત્સવ કરતાં શીવસુખ સાધેજી,
આઠમનું તપ કરતાં અમઘેર, મંગલ કમલા વાધેજી.
અષ્ટ કરમ વયરી ગજગંજન, અષ્ટાપદપરે ભજિયાજી,
આઠમે આઠ સ્વરૂપ વિચારી, મદ આઠે તસ ગળીયાજી;
અષ્ટમી ગતિપરે પહોત્યા જીનવર, ફરસ આઠ નહિ અંગજી,
આઠમનું તપ કરતાં અમઘર, નિત્ય નિત્ય વાધે રંગજી
પ્રાતિહારજ આઠ બિરાજે, સમવસરણ જીનરાજેજી,

આઠમે આઠસો આગમ ભાખી, ભવિ મન સંશય ભાજેજી;
આઠ જે પ્રવચનની માતા, પાળે નિરતી ચારોજી,
આઠમને દીન અષ્ટ પ્રકારી, જીવદયા ચિત્ત ધારોજી, ૩
અષ્ટ પ્રકારી પૂજા કરીને, માનવ ભવ ફલ લીજેજી,
સિદ્ધાઇ દેવી જીનવર સેવી, અષ્ટ મહાસિદ્ધિ દિજેજી;
આઠમનું તપ કરતાં લીજે, નિરમલ કેવળ નાણજી,
ધીરવિમળ કવી સેવક નય કહે, તપથી કોડ કલ્યાણજી. ૪

## અથ શ્રી एकादशीनी स्तुति.

એકાદશી અતિ રૂઅડી, ગોવિંદ પુછે નેમ,
કોણ કારણ એ પર્વ મોહોટું, કહોને મુજશું તેમ;
જીનવર કલ્યાણક અતિ ઘણાં, એકસોને પચાસ,
તેણે કારણ એ પર્વ મોહોટું. કરો મૌન ઉપવાસ. ૧
અગીઆર શ્રાવકતણી પ્રતિમા, કહી તે જીનવર દેવ,
એકાદશી એમ અધિક શેવો, વન ગજા જીમ રેવ;
ચોવીસ જીનવર સયલ સુખકર, જેસા સુરતરૂ ચંગ,
જેમ ગંગ નિર્મલ નીર જેહવું, કરો જીનસુ રંગ. ૨
અગીઆર અંગ લખાવીએ, અગીઆર પાઠાં સાર,
અગીઆર કવલી વિંટણાં, ઠવણી પૂજણી સાર;
ચાબખી ચંગી વિવિધ રંગી, શાસ્ત્રતણે અનુસાર,
એકાદશી એમ ઉજવો, જેમ પામીયે ભવ પાર. ૩
વર કમલ નયણી કમલ વયણી, કમલ સુકોમલ કાય,
ભુંજ ડંડ ચંડ અખંડ જેહને, સમરતાં સુખ થાય;
એકાદશી એમ મનવશી, ગણિ હર્ષ પંડિત શીષ્ય,
શાસનદેવી વિઘન નિવારો, સંઘતણાં નિશદિશ. ૪

# सज्झायो.

## अथ क्रोधनी सज्झाय.

કડવાં ફળ છે ક્રોધનાં જ્ઞાની એમ બોલે,
રીસતણો રસ જાણીએ, હળાહળ તોલે. ક૦ ૧
ક્રોધે કોડ પુરવતણું સંજમ ફળ જાય;
ક્રોધ સહિત તપ જે કરે, તેતો લેખે ન થાય; ક૦ ૨
સાધુ ઘણો તપીયો હતો, ધરતો મન વૈરાગ,
શિષ્યના ક્રોધ થકી થયો, ચંડકોશીયો નાગ. ક૦ ૩
આગ ઉઠે જે ઘર થકી, તે પહેલું ઘર બાળે;
જળનો જોગ જો નવિ મળે, તો પાસેનું પ્રજાળે, ક૦ ૪
ક્રોધતણી ગતી એહવી, કહે કેવળ નાણી,
હાણ કરે જે હેતની, જાળવજો પ્રાણી. ક૦ ૫
ઉદય રત્ન કહે ક્રોધને, કાઢજો ગળે સાહી;
કાયા કરજો નિર્મલી, ઉપશમ રસ નાહી. ક૦ ૬

## २ मायानी.

સમકિતનું મૂળ જાણીએજી, સત્ય વચન સાક્ષાત,
સાચામાં સમકિત વસેજી, માયામાં મિથ્યાત્વરે;
પ્રાણી મ કરીશ માયા લગાર. ૧
મુખ મીઠો જુઠો મનેજી, કૂડ કપટનોરે કોટ;
જીભે તો જીજી કરેજી, ચિત્ત માંહે તાકે ચોટરે. પ્રા૦ ૨
આપ ગરજે આઘો પડેજી, પણ ન ધરે વિશ્વાસ;
મેલ ન છાંડે મન તણોજી, એ માયાનો પાસરે. પ્રા૦ ૩
જેહશું બાંધે પ્રીતડીજી, તેહશું રહે પ્રતિકુળ;
મન નવી મુકે આમળોજી, એ માયાનું મૂળરે. પ્રા૦ ૪

તપ કીધું માયા કરીજી, મિત્રશું રાખ્યોરે ભેદ;
મલ્લિ જીનેશ્વર જાણજોજી, તો પામ્યા સ્ત્રી વેદરે. પ્રા० ૫
ઉદયરત્ન કહે સાંભળોજી, મેલો માયાની બુદ્ધ;
મુક્તિપુરી જાવા તણોજી, એ મારગ છે શુદ્ધરે. પ્રા० ૬

## ૨ લોભની.

(ઇડર આંબા આંબલીરે. એ દેશી)

લોભ ન કરીએ પ્રાણીયારે, લોભ બુરો સંસાર;
લોભ સમો જગમાં નહીરે, દુર્ગતિનો દાતાર,
ભવિક જન લોભ બુરો સંસાર.
કરજો તુમે નિરધાર ભવિક જન, જીમ પામો ભવપાર. ભ० લો० ૧
અતિ લોભે લક્ષ્મિપતિરે, સાગર નામે શેઠ;
પૂર પયોનિધિમાં પડયોરે, જઇ બેઠો તસ હેઠ. ભ० લો० ૨
સોવન મૃગના લોભથીરે, દશરથ સુત શ્રીરામ;
સીતા નારી ગમાવીનેરે, ભમીયો ઠામો ઠામ. ભ० લો० ૩
દસમા ગુણઠાણા લગીરે, લોભતણું છે જોર;
શિવપુર જાતાં જીવનેરે, એહજ મોટો ચોર. ભ० લો० ૪
ક્રોધ માન માયા લોભથીરે, લહીયે શિવ સુખ સાર;
પંજરમાં પડીયો બાપડોરે, અહોનીશ પામે રીવ. ભ० લો० ૫
પરિગ્રહના પરિહારથીરે, દુર્ગતિ પામે જીવ;
દેવ દાનવ નરપતિ થઇરે, જાશે મુક્તિ મોઝાર. ભ० લો० ૬
ભાવસાગર પંડિત ભણેરે, વીરસાગર બુધ શિષ્ય;
લોભતણો ત્યાગ કરીરે, પહોંચે સયલ જગીશ. ભ० લો० ૭

## અથ શ્રી સ્થૂલિભદ્રજીની સજ્ઝાય.

શ્રી થુલિભદ્ર મુનીગણ માંહે શિરદાર જો, ચોમાસું આવ્યા કોશ્યા આ-
ગાર જો; ચિત્રામણ શાળાએ તપ જપ આદર્યાં જો. ૧

ગુ૦—આદરિયાં વ્રત આવ્યા છો અમ ગેહ જો, સુંદર સુંદર ચંપક
વરણી દેહ જો; અમ તુમ સરિખો મેળો આ સંસારમાં જો. ૨

થુ૦—સંસારે મેં જોયું સકળ સરૂપ જો, દરપણની છાયામાં જેવું
રૂપ જો, સુપનાની સુખડી ભુખ ભાગે નહી જો. ૩

ગુ૦—ના કહેશો તો નાટક કરશું આજ જો, બાર વરસની માયા
છે મુનિરાજ જો, તે છોડી કેમ જાઓ હું આશા ભરી જો. ૪

થુ૦—આશા ભરિયો ચેતન કાળ અનાદી જો, ભમીયો ભવમાં હીણ
થયો પરમાદી જો; ના જાણી મેં સુખની કરણી જોગના જો. ૫

ગુ૦—જોગી તો જંગલમાં વાસો વસિયા જો, વેસ્યાને મંદિરીયે
ભોજન રસિયા જો; તુમને દીઠા એવા સંયમ સાધતા જો. ૬

થુ૦—સાધશું સંયમ ઇચ્છારોધ વિચારી જો, કુરગાપુત્ર થયા નાણી
ઘરબારી જો; પાણી માંહે પંકજ કોરૂં જાણિયે જો. ૭

ગુ૦—જાણી એતો સઘળી તુમારી વાત જો. મેવા મીઠા રસવંતા
બહુ જાત જો, અંબર ભુષણ નીત નીત નવલાં લાવતા જો. ૮

થુ૦—લાવતાતો દેતી આદરમાન જો, કાયા જાણું સંધ્યા રંગ
સમાન જો; હાલી તે શું કરવી એવી પ્રીતડી જો. ૯

ગુ૦—પ્રીતલડી કરતા તે રંગભર સેજ જો, રમતા ને દેખાડતા ઘણું
હેત જો, રીસાણી મનાવી મુજને સાંભરે જો. ૧૦

થુ૦—સાંભરેતો મુનિવર મનડું વાળે જો, ઢાંકયો અગ્નિ ફુંકાડયો
પરજાળે જો, સંયમ માંહે એહ દુષણ મોટકું જો. ૧૧

ગુ૦—મોટકું આવ્યું રાજા નંદનું તેડું જો, જાતાં ન વહે કાં તુમારૂં
મનડું જો, મેંતો તુમને કોલ કરીને મોકલ્યા જો. ૧૨

થુ૦—મોકલ્યા તો મારગ માંહિ મળીયાજો, સંભૂતિ આચારજ જ્ઞાને જાણીયા જો; સંયમ દીધું સમકિત તેણે શીખવ્યું જો. ૧૩

થુ૦—શિખવ્યું તો કહી દેખાડો અમને જો, ધર્મ કરતાં પુણ્ય વડેરૂં તમને જો; સમતાને ઘેર આવી વેશ્યા એમ વદે જો. ૧૪

થુ૦—વદે મુનિશ્વર શંકાનો પરિહાર જો, સમકિત મુળે શ્રાવકનાં વ્રત બાર જો, પ્રાણાતિ પાતાદિક સ્થુલથી ઉચ્ચરે જો. ૧૫

થુ૦—ઉચ્ચરે તો વીત્યુ છે ચોમાસુ જો, આણા લેઇને આવ્યા ગુરૂની પાસ જો, સુતનાણી કહેવાણા ચૌદ પુરવી જો. ૧૬

થુ૦—પુરવી થઇને તાર્યા પ્રાણી થોક જો, ઉજ્વળ ધ્યાને તેહ ગયા દેવલોક જો; ઋષભ કહે નિત્ય તેહને કરીએ વંદના જો. ૧૭

## आरती.

જય જય આરતી શાંતિ તુમારી, તોરા ચારણુ કમળકી મેં જાઉ બલિહારી. જય૦ ૧

વિશ્વસેન અચિરાજીકે નંદા, શાંતિનાથ મુખ પુનમચંદા; જય૦ ૨

ચાલીસ ધનુષ્ય સોવનમય કાયા, મૃગલંછન પ્રભુ ચરણ સુહાયા; જય૦ ૩

ચક્રવર્તિ પ્રભુ પાંચમા સોહે, સોળમા જિનવર જગ સહુ મોહે; જય૦ ૪

મંગળ આરતી તોરી કીજે, જન્મ જન્મનો લાહો લીજે. જય૦ ૫

કર જોડી સેવક ગુણ ગાવે, સો નરનારી અમરપદ પાવે. જય૦ ૬

---

અમરચ્છરા કરતી આરતી જીન આગે, હાંરે જિન આગેરે જિન આગે;
હાંરે એતો અવિચળ સુખડાં માગે, હાંરે નાભી નંદન પાસ. અ૦ ૧

તા થેઇ નાટક નાચતી પાય ઠમકે. હાંરે દોય ચરણે ઝાંઝર ઝમકે;
હાંરે સોવન ઘુઘરી ઘમકે, હાંરે લેતી ફુદડી બાળ, અ૦ ૨

તાલ મૃદંગને વાંસળી ડફ વેણા, હાંરે રૂડા ગાવંતી સ્વર ઝીણા;
હાંરે મધુર સુરાસુર નયણાં, હાંરે જોતી મુખડું નિહાળ. અ૦ ૩

ધન્ય મરૂદેવા માતને પ્રભુ જાયા, હાંરે તોરી કંચન વરણી કાયા;
હાંરે મેંતો પુરણ પુણ્યે પાયા, હાંરે તોરા દેખ્યા દેદાર. આ૦ ૪
પ્રાણજીવન પરમેશ્વર પ્રભુ પ્યારો, હાંરે પ્રભુ સેવક હું છું તારો;
હાંરે ભવોભવનાં દુખડાં વારો, હાંરે તુમે દીનદયાળ. આ૦ ૫
સેવક જાણી આપનો ચિત્ત ધરજો, હાંરે મોરી આપદા સઘળી હરજો
હાંરે મુનિ માણેક સુખિઓ કરજો, હાં જાણો પોતાનો બાળ. આ૦ ૬

## મંગલ દીવો.

ચારો મંગળ ચાર, આજ મહારે ચારો મંગળ ચાર;
દેખ્યો દરસ સરસ જીનજીકો, શોભા સુંદર સાર. આ૦ ૧
છિનું છિનું મન મોહન ચરચો, ઘસી કેસર ઘનસાર. આ૦ ૨
વિધ જાતીકે પુષ્પ મંગાવો, મોઘરો લાલ ગુલાલ. આ૦ ૩
ધુપ ઉખેવો ને કરો આરતી મુખ બોલો જયકાર, આ૦ ૪
હર્ષ ધરી આદીશ્વર પુજો, ચૌમુખ પ્રતિમા ચાર; આ૦ ૫
હૈયે ધરી ભાવ ભાવના ભાવો, જિમ પામો ભવપાર; આ૦ ૬
સકળચંદ સેવક જિનજીકો, આનંદઘન ઉપગાર; આ૦ ૭

---

દીવોરે દીવો મંગળિક દીવો, આરતી ઉતારીને બહુ ચિરંજીવો' દી૦
સોહામણું ઘેર પર્વ દીવાળી, અમર ખેલે અમરા બાળી; દી૦
દીપાળ ભણે એણે કુળ અજુઆળી, ભાવે ભગતે વિઘ્ન નિવારી. દી૦
દીપાળ ભણે એણે કળી કાળે, આરતી ઉતારી રાજા કુમારપાળે. દી૦
અમ ઘેર મંગળિક તમ ઘેર મંગળિક.
મંગલિક ચતુર્વિધ સંઘને હોજો. દી૦

સમાપ્ત.